# જાહેર ખબર.

---

## સુબતાની વાર્તા સંગ્રહનું સાંકળ્યું.

પાનું.

જાહેર ખબર.

# માણેકજી એદલજી વાછાનાં પુસ્તકો માટે વર્તમાનપત્રોનાં થોડાંક મતો.

**મુંબઈ સમાચાર** લખે છે :–પુસ્તક એકવાર હાથમાં ધર્યા પછી કંટાળો આવતો નથી, પણ ઉલટું તે પુરૂં કરવાની વાંચનારને ઈચ્છા થાય છે.

**અખબારે સોદાગર** લખે છે :–નીરદોશ અને દીલખુશ વાંચણથી ભરપુર પુસ્તક, દરેક ઘરમાં ફુરસદના વખતે મગજને રમુજ આપવા માટે રાખવા જોગ છે.

**જામે જમશેદ** લખે છે :–ગુજરાતી વાર્તા–લખાણનો લાંબો માહવરો હોવાથી આ પુસ્તક રસીલી રીતે લખાયલું નજરે પડે છે. લખાણની ભાષા તથા ઈબારત સાદી અને મનપસંદ છે.

**ગુજરાતી** લખે છે :–આ રસીક વાર્તાસંગ્રહ યાને જુદાજ પ્રકારની વાર્તાના ભંડોળ નું આ પુસ્તક હસ્તીમાં આવ્યું છે.

**કૈયસરે હીંદ** લખે છે :–મી૦ વાછા પણ ખાંડયા નહીં જાય તો! વરસો થયાં તેવણ ના હાથે કલમ આવી રહી છે, અને વાંચનારનું દીલ ખેંચી રાખવાની તેમાં શકતી છે. વાંચક વર્ગ તો અમને ખાત્રી છે કે આ નવી કેતાબ હોંસે હોંસે વાંચશે.

**હીંદી પંચ** લખે છે:–મી૦ વાછા જોકે એક ઝવેરી નથી, તોપણ હીરા અને માણેક પારખવાની સારી કુનેહ તેઓ ધરાવતા દીસે છે, અને તેથી વાર્તાના સાહીત્યની ખાણમાંથી સુંદર માણેકો ખોદી કહાડી તેમને પંચ પ્રજા હજુર ધરવાનો ઉમંગ તેઓએ ચાલુ રાખ્યો છે. મી૦ પંચ તેમના એ ઉમંગને ફતેહ ઈચ્છે છે કે તે વધતો અને ખીલતોજ રહે.

**રાસ્ત ગોફતાર** લખે છે :–પોતાની આ વાર્તાઓને રસીલી બનાવવાને કર્તાઓએ કશી બાકી રાખી નથી.

**અખબારે ઈસ્લામ** લખે છે :–એકે એક વાર્તા એકબીજીને ભુલાવે એવી રસકસથી ભરપુર છે. વળી કેટલીક વાર્તાઓ એટલી બધી તો રમુજી છે કે ગમે તેવો કુંજરો સ્વભાવ ને બળીએલ વાંચનાર પણ મોંહ મળકાવ્યા વના રહેશે નહી.

**ગડગડાટ** લખે છે :–નવીન ને નામચીન નમુનાદાર પુસ્તકથી કોણ અજાણ્યું છે? આજ તો બા એ પુસ્તકની તારીફ જ્યાં ને ત્યાં થાય છે તો બંદો તડ ને ફડ પણ તેની તારીફ કરે તેમાં શી નવાઈ? પુસ્તક સરસ, તેમાં સમાયલું તત્વ સરસ, લખાણની ઢબછબ સરસ, મુળ મુદ્દાની વાર્તા સરસ, અંદરનાં ચીત્રો સરસ, દરેક રંગ રૂપ સરસ અને છેવટે જે ને તે સરસ એટલે પછી તેમાં નરસ હોય પણ શું?

☞ જુઓ પાના ૨, ૩ અને ૬.

## જાહેર ખબર.

## સુલતાની વાર્તા સંગ્રહનું સાંકળ્યું. (ચાલુ.)

પાનું.

# "નસીબના નખરાં."

## યાને ઉલટા સુલતાં કીસ્મતો.

લખનાર તથા પ્રગટ કરનાર:

**માણેકજી એદલજી વાછા,**

તે 'ગોલ્ડન ગુલ', 'કાઉન્ટ ઓવ મોંટેક્રીસ્તો', 'શીવાજી', '૧૮૫૭ નો બળવો', 'શાપુર', 'એદલ કાકા', 'સુલતાની વાર્તા સંગ્રહ', વગેરે પુસ્તકોના કર્ત્તા.



કીંમત

રૂપીઓ એક.

હક્કબંધ તથા છુટક વેચનારા:

જેહાંગીર બી॰ કરાણીના છોકરાઓ.

પારસી બજાર, કોટ, મુંબઈ.

## માણેકજી એદલજી વાછાકૃત પુસ્તકો:

| | રૂ૦ આ૦ |
|---|---|
| * ઇન્ડયન નાઇટસ યાને હીન્દી વાર્તાઓ ... ... ... | ૦–૧૦ |
| * એદલ કાકા ... ... ... ... ... ... | ૦– ૪ |
| કલીફ હારૂન અલ રશીદ (ચીત્રો સાથે) ... ... ... | ૨– ૪ |
| * કાઉન્ટ ઓવ મોંટે ક્રીસ્ટો ... ... ... ... | ૧– ૮ |
| ગુજરાતી સાઇક્લોપીડયા (ભાગ ૧ લો) ... ... ... | ૧– ૮ |
| ગુલશન ... ... ... ... ... ... | ૧– ૦ |
| * ગોલ્ડન ગુલ... ... ... ... ... ... | ૧– ૦ |
| દખણની દંત કથાઓ (ચીત્રો સાથે) ... ... ... | ૧– ૦ |
| નવી અરેબ્યન વાર્તાઓ (ચીત્રો સાથે) ... ... ... | ૧– ૮ |
| નશીબના નખરાં યાને ઉલટાં સુલટાં કીસ્મતો ... ... | ૧– ૦ |
| * પાંડુરંગ હરી... ... ... ... ... ... | ૦– ૮ |
| * બાપુ બ્રાહમણ ... ... ... ... ... | ૦– ૪ |
| * મગરૂર મેરીઆ ... ... ... ... ... | ૦– ૮ |
| * માળી મદારી યાને ૧૮૫૭ નો બળવો(ચીત્રો સાથે)... ... | ૦–૧૦ |
| * શાપુર તથા શરમાળ સપલ ... ... ... ... | ૦– ૬ |
| * શીવાજી તથા રોખીનારા ... ... ... ... | ૦– ૬ |
| સુલતાની વાર્તા સંગ્રહ (ચીત્રો સાથે) ... ... ... | ૨– ૮ |
| * સોરાબશાની સોરતી ... ... ... ... .... | ૦–૧૦ |
| અરયન નાઇટસ (છપાય છે) | |

☞ ચેતવણી:—ઉપલાં પુસ્તકોમાંનાં આ * નીશાનીવાળાં ખપી ગયાં છે. બાકીનાં સર્વ મેશર્સ જેહાંગીર બી૦ કરાણીના છોકરાઓને ત્યાં તેમની જાણીતા ચોપડી વેચનારા આને ત્યાંથી મળશે.

☞ જુઓ પાનું ચોથું.

મુંબઈ સમાચાર પ્રેસ, હોર્નબી રોડ, ફોટ, મુંબઈ.

# પ્રસ્તાવના.

ભલાંથી ભલું થાય, બદથી બુરાઇ;
સખાવત સખીથીજ, ઠગથી ઠગાઇ.
( ફીરોઝ રૂ૦ બાટલીવાળા. )

થોડા વખતપર ગુલશન નામની લાંબી ઇતીહાસીક કથા મારી કલમથી છપાઇ બાહેર પડી હતી અને આજે આ નસીબનાં નખરાંની બે વાર્તાઓ વાંચનાર સનમુખ ધરૂં છું. અસલ "અરેબ્યન નાઇટ્સ" ની ગુજરાતીમાં પ્રગટ નહીં થયલી એવી વાર્તાઓ બાહેર પાડયા પછી કેવા સંજોગ હેઠળ ઘણે વરસે લાંબી વાર્તાઓ લખવા સુજ પડયું તેનો ઇસારો ગુલશનની પ્રસ્તાવનામાં હું કરી ગયો છું. આ પુસ્તક નસીબનાં નખરાંમાં બે વાર્તાઓ સમાઇ જાય છે: "બેવફાઇનો બદલો" પ્રખ્યાત ફ્રેંચ નવલ કથાશાસ્ત્રી મોસ્યુ ડુમાની એક વાર્તાપરથી સહેજસાજ ફેરફાર સાથે ઉતારી લીધી છે, જ્યારે બીજી વાર્તા અરેબીક ભાષાના નામચીન ઉસ્તાદ કેપ્ટન સર બરટનની અસલ અરેબ્યન નાઇટ્સના એક પુસ્તકમાંથી ટપકાવી છે.

આ બન્ને વાર્તાઓ ખરેખર કીસ્મતનો સાચો ખ્યાલ આપતી વાંચનારને જણાશે. બન્ને વાર્તાઓના નાયકોનાં કીસમત તેમને કેવી રીતે એકેકથી ઉલટી રીતે દોરવી લઇ જાય છે તેનો સારો પાઠ શોખાડે છે. પેહેલી વાર્તાપરથી આપણને ઘણું શીખવાનું છે. અમાલત બેગને શરૂઆતમાં આપણે જે કીસમનો જોઇએ છે તેથી ઉલટીજ કીસમનો તે પાછલથી માલમ પડે છે, અને છેલ્લાં તો તમામ આદમોને ધીક્કારનાર દાખલ આપરી તે નજરે પડે છે. તેનામાં આટલો મોટો ફેરફાર કરનાર કોઇજ નહીં પણ અકમેદખાન જણાશે. એક હલકા ખવાસનું આદમ પોતાની મતલબ સાધવા અને પોતાનો બીજાપર કીનો લેવા કેવી રીતે પક્કાઇથી અને ઠાવકી રીતે કામો કરી, કરાવી બાજા તદન નીરદોષને હથ્યાર બનાવે છે—બલકે તેને ફરજ પાડે છે—તેનો સારો ચીતાર આ વાર્તા આપે છે. કોઇ પુછશે કે શું આવાં આદમો ખરેખર હસ્તી ધરાવતાં હશે? હું એટલુંજ જણાવીશ કે મોસ્યુ ડુમા, જેણે અસલ ફ્રેંચ ભાષામાં એ વાત લખી હતી, તેની ઘણીખરી વાર્તાઓ બનેલા બનાવો પરથી ઉપજાવી કાઢેલી વારંવાર બાપોકાર તે જણાવા ગયો છે અને જે ઢપે તેણે આ વાર્તા લખી છે, તપરથી આ વાર્તા પણ તેજ વર્ગની બેશક જણાય છે. અમાલતને એક વખત અકમેદની પાથરેલી જાળમાં સપડાયલો જોઇ ગયા પછી તે બીચારા નીરદોશની ઘણી પણ ઇચ્છા છતાં તેનાથી બાહેર નીકળી શકાયું નહી, પણ સામો વધુ અને વધુ પાપી કામોમાં ડુબતો જતો જોઇયે છીયે અને તે વખતે કુદરતી રીતે એક ગમથી હલકાં કામોની સામે થવા મક્કમ મનનો નહીં

જણાયાથી તેની દયા ઉપજે છે, જ્યારે તેનાં પાછલાં કામોથી તેનીપર ધીક્કાર છુટે છે અને તેજ વેળા તેને આ પાપમાં ડુબાડનાર અકમેઠને લગભગ આપણે વીસરી જઇયે છીયે, લેકીન અકમેઠનો અંજામ પણ કેવો ? અમાલત કરતાં બેશક તે નસીબવંતો કેટલાકો લેખશે, પણ મરતી વેળા તેના અંતઃકરણમાં શી શી અગનો બળી હશે તે કોણુને માલમ ? પણ આ કરૂણારસીક વાતપર પડદો નાખી તેથી ઉલટુંજ કીસ્મત દેખાડનારી "ઘેલો ગાંડો પણ મતલબે ડાહ્યો" જેવી રમુજી વાતપર આપણી નજર ફેરવ્યે. કોઇ કોઇ વેળા તેને આપણુને ઘેલા ગાંડા દાખલ ગણવા લાલચ થાય છે, જયારે વળી સહેજવારમાં આપણો વીચાર ફરી જઇ તે કહેવાતાં ઘેલાંપણામાં આપમતલબનો અંશ જણાય છે, જયારે વળી છેલ્લાં નામવર કલીફ હારૂનની માનીતીના ભલા ખવાસથી તેનું ભલું થયલું જોઇ આપણુને સંતોષ ઉપજે છે.

માણેકજી એદલજી વાછા.



# બેવફાઇનો બદલો
### યાને
# કરે તેવું પામે.

---

### પ્રકરણ ૧ લું.

#### ધ્યાન ખેંચનારી ટોળી.

જુમાનો દીન હતો. દાઘેસ્તાનની ઉત્તરે આવેલાં બઉઇનકી નજદીક મેદાનમાં ઘોડાઓપર સ્વાર થઇ ઘોડેસ્વારીની કળા દેખાડવા ઉત્સુકમંદ થઇ તારતાર જવાનયાઓ ભેગા મળેલા હતા. બઉઇનકી પહાડને મથાળે આવેલું હોવાથી નીચાણમાં આવેલાં નાના ગામડાંઓપર જાણે તે સાહેબી ભોગવે છે, દરબંદથી તારકી જવાના રસ્તાની ડાબી બાજુએ કોકેસસ પરવતની હારો જંગલોથી ભરપુર મઢાયલી છે. જમણા હાથપર કાસ્પી અન સમુદ્રના મોજાઓ ઉછાળા મારી કીનારાને ગગડાવી મેલી ખુશીખુરમીના દેખાવમાં બદલી નાખે છે.

આફતાબે આરામ લેવાની શરૂઆત કીધી હતી.

ઘોડેસ્વારીપર દડીદાર વગેરેની ગમત જોવા કરતા ખુલ્લી સ્વચ્છ હવા ધારવાના ખીઆલે રહેવાસીઓ ઉપનાં મેદાનમાં ભેગાં મળયાં હતાં. ખુલ્લે ચેહેરે અબળાઓ માથાં પરથી ડાચાંપર પસાર કરી તરેહવાર રંગના રેશમી રૂમાલો વીંટાળી સજ થયલી જણાતી હતી. કમર સુધી મુખ્ય કરી રેશમી બદીઆનો પેહેરલાં હતાં, જયારે તેની નીચેથી પોહોળા પાયજાની ઇજારો તેમના બદનને ઢંકતી હતી.

મરદો તરકી રીત પ્રમાણે ઉભા યા બેસી ગપ્પા મારતા હતા.

'કછ! કછ!' (યાને 'જગયા કરો')ના અવાજો હવે એકાએક ઠઠમાંથી સંભળાવા લાગયા.

દાઘેસ્તાનમાં મે માસ પોતાના કુદરતી પુર બહારમાં ખીલી નીકળે છે. મારી લખેલી "ઇસકંદર બે યાને પયારના ગુલામ" ની વારતા પરથી વાંચનાર આ દાઘેસ્તાનથી હવે અતશાર આગમચ જાણીતા થયાં હશે. આ મહીનામાં લાખો રંગબેરંગી ગુલાબના ફુલો પોતાના પુર બહારમાં પોતાની માદરોના શરીર પર કુદાકુદ કરી આસપાસની હવાને સુગંધમય કરી સાથે પોતાની માદરોનું મન ખુશ ખુશ કરે છે. બુલબુલ, મેના વગેરે ખુશ સાદના રંગબેરંગી પક્ષીઓ કુદરતના આ બેહસ્તમાં ગાયનો લલકારી સાંભળનારના આનંદમાં વધારો કરે છે. એવાં કુદરતી આકરષણને વશ મેઢાંઓ પણ ખુશાલ થઇ નાચકુદ કરી મજાહ મેળવે છે. આ ઉપરાંત તરેહવાર રમણીય દેખાવો વચે આખા દીવસની રંજ ખમેલો આફતાબ પોતાની ઉંઘ હાંસલ કરવા આરામગાહની જગયે જતો જણાય છે. દુરથી 'આરાબાસ' યાને બળદના ગાડાંઓની ધરીનો કઠોર આવાજ મુએઝીનના આવાજ સાથે હરીફાઇ કરે છે. આ સઘળા દેખાવોની વચે બરફથી મઢાયલી પહાડોની ટોંચો અને તેની સામે ઝળકાત આપતું દરીઆવનું પાણી કાંઇ ઓર તરેહની દીલકશ મજાહ આપે છે.

"કછ! કછ! કછ!"ના આવાજો આ સઘળો ઠાઠ નીહાળનારાઓને કાને પડે છે.

"કોણ આવે છે?"

"અરે! એ તો એજ છે! હા! એજ છે!" ધુલાડું કરતી એક ઘોડેસવાર ટોળી ને દુરથી આવતી જોઇ આવાજો નીકળયાં.

"કછ! કછ! કછ!"

મેદાનમાં આ નવી ટોળી આવી લાગી. ટોળીમાં એક સરદાર જેવો જણાતો હતો, જેણે સરવ જણની નજર પોતા તરફ ખેંચી જેમ જેમ તેની નજર આસામીઓ પર પડતી તેમ તેમ દરેક જણ પોતા

નો ડાબો હાથ છાતી પર મેલી માથું નીચે નમાવી અતી અદાથી નમન કરતું હતું.

તયારે એવો તો આ આસામી કોણ હતો કે જે આટલાં બધાં માનને લાયક હતો ?

ઇરાની ઢપના કાળા છઙ્સ્કા ( ઝભા ) માં સજ થયલો આ નવજવાન કોઇજ નહી પણ શાહજાદા તરકોવસ્કીનો ભત્રીજો અમાલત બેગ હતો. છઙ્સ્કાની કીનારીઓ રૂપેરી ભરતકળાથી મઢી લીધેલી હતી. તેના લાંબા પીળાં ચામડાંના બુટોમાં તેના લાલ રંગના પાયજા ગરક થયલા હતા. તેની બંદુકો તથા ખંજર રૂપાંના હાથામાં મઢેલાં હતાં, જેનો પર સોનેરી કારીગરી દીપી નીકળતી હતી. તેની તેજી તલવારના મુંઠ પર હીરા વગેરે કીમતી પથરો જડી લીધેલા હતા. તેના શીરને ઢાંકતા પાપાકમાંથી કાળા ભમર જેવા બાલોના ગુંછળાં નાચે ગરદનપર ઝુમાઇ ગયલાં હતા. અબનુસ જેવી તેની ફુમકડી મુછ હોઠને દીપાવતી હતી. તેના કાળા અસરાફ ઘોડાના સીરકાશયન જીનને રૂપેરી ભરતકામથી દીપાયમાન કીધેલું હતું. સોનેરી પડના કાળા બોરાશાની પોલાદના પાવડાઓ તેના પગથાનાં લાંબાં પીળા બુટોને ટેકો આપતા હતા. ભરતકામથી મઢેલા છઙ્સકા (ઝભા) માં બીરાજમાન થઇ તેના વીસ સાથીઓ પણ ઘોડેસવાર થઇ તેની સાથે જણાતા હતા.

આવી એક ઉમરાવની ટોળીને નજદીક આવેલી જોઇ સઘળા હાજર રહેલા મરદો પગપર ખડા થયા. અબળાઓમાં તેને માટે ખુશફાલી માન તથા ફીદાગીરો દીપી નીકલેલા જણાતી હતી. સવતંત્ર બહાદુર મરદો હમેશા એવુંજ માન મેળવે છે. સચઇ અને સવતંત્રા આદમોના મુખય સદગુણો ગણાય છે: જુઠાં આદમો હમેશ હીચકારાં, તરકટબાજ, નીંદાખોર હોય છે.

---

## પ્રકરણ ૨ જું.

---

### નીશાનબાજીની રમત.

ઘોડેસવારીના દાવપેચની રમત અમાલત બેગની નીશાનથી શરૂ થઇ આસરે વાશ ઘોડેસવારો પોતાના સાથીને પાછલ પાડી નાખવાના ઉમંગમાં વીજળીક ઝડપે દોડવા લાગયા તયારપછી એ સઘળાઓએ ઝેરી યાને ભાળાઓ પુર ઝડપે દોડતા દોડતા પોતાના હાથમાં પકડયા. ઘણુજ હીંકઓ થોભયા વગર ઝડપથી ઘોડાની કમર પર કુદી પડી બેઠા: તેમની નકલ કરનારાઓ હાજર રહેલાઓની હસતી વચે ધુળમાં રગડોળાયા. હવે નીશાનબાજીની રમત ખરેખર શરૂ થઇ.

આ સઘળી રમતો દરમયાન અમાલત બેગ ગુપચુપ એક ઠેકાણે ઉભો હતો; તેની સાથના સોબતીઓ રમતની ઝુમમાં એક પછી એક તેની નજદીકથી ખસતા જઇ પેલાઓ સાથે હરીફાઇ કરતા હતા. હવે ફકત બેજ જણા જવાન ઉમરાવ સાથે રહયા હતા.

લેકીન જેમ જેમ રમતો શુર પર ચઢતી ચાલી, તેમ તેમ પેલા બે પણ તેની નજદીકથી જતા રહયા: એનું મુખય કારણ એ હતું કે અમાલત બેગ તરેહવાર નીશાનોથી રમતોને શુરપર ચઢાવતો હતો.

આખરે તે પોતે પણ પોતાનો શુરવીર જુસ્સો વધુ વખત દાબી શકયો નહી અને પોતાની રઇયત સાથે રમતમાં હમાજોર કરવા પુર ઝડપથી પોતાનો ઘોડો તેણે દપટાવયો. " કછ ! કછ ! ઉમરાવ અમાલત માટે જગયા કરો ! " ના અવાજોએ તમામ હવાને ઠણકાવી મેલા.

એક હજાર વાર જેટલી લંબાઇની જ[illegible]પર ચોકકસ તફાવતે દશ પાતળી લાકડી[illegible] [illegible]ભી મેલેલી હતી; જેનીપર પાપાકો વીંટાળા મેલેલાં હતાં.

પોતાના રખશને એડ મારી બંદુક પોતાના શીરપર ઉઠાવી એક પછી એક પેલી ઉભી લાકડીઓ તે પસાર કરી ગયો; ત્યાર પછી છેલી પસાર કરીને તરતજ પાછો ફરયો અને પાવડાપર ઉભો રહી અને ઝડપ કમી કરયા વગર તેણે બંદુક ફોડી.

તરતજ પાપાક જમીનદોસત !

ત્યાર પછી ઝડપ જરાએ કમી કરયા વગર તેણે બંદુક પાછી ભરી પેલી નવમી લાકડીપર ફોડીને તેપરના પાપાકને ભોંયે પછાડયો અને એ પ્રમાણે કરતો ચાલી તેણે સર્વ પાપાકોને જમીનદોસત કીધા.

[illegible] નીશાનબાજીની આ કળા જોઇ જણાં હેરત રહયાં.

પણ અમાલત બેગ એટલાથીજ ધરા યો નહીં: રમતની ઝુમમાં બીજી પણ કળા દેખાડવી જોઇએ, ત્યારેજ તેની મગરૂરીને રાહત મળે.

તેણે પોતાના હાથમાંની લાંબી બંદુક નીચે ફેંકી દીધી અને હાથમાં નાની પીસતોલ પકડી ઘોડાની પુછડી તરફ મોંહ કરી બેઠો, જે વેળાએ ઝડપથી દોડી જતા તેના ઘોડાએ પાછલા પગો ઉંચા કીધા કે પીસતોલ ફોડી તેના જમણા પગમાંની નાલ ઉરાડી મેલી અને પાછો પીસતોલનો ઘોડો ચઢાવી ડાબા પગમાંની નાલના પણ તેવાજ હાલ કીધા.

અજાયબીપર અજાયબીના સાદો સંભળાવા લાગયા.

હવે તેણે લાંબી બંદુક પાછી હાથમાં લીધી અને બંદુકનો ઘોડો પાછો ચઢાવીને પોતાની સાથવાલા એકને હુકમ કીધો કે તેની અગાઉ તે ઘોડો દપટાવે, બંને જણા અતી ઝડપથી જવા લાગયા. મેદાનની અધવચે પુગતાંજ અમાલત બેગના સાથીએ રૂપાંનો એક રૂપાળ સીકકો હાથમાં પકડયો અને હવામાં ઉપર ફેંકયો.

અમાલત બેગે બંદુક ઝાડપમાં ખાંધે મારી પણ એ વેળાએ તેના ઘોડાએ ઠોકર ખાધી અને તેના બંને આગલા પગોએ ભોંય સાથે કદમબોસી કીધી. તરતજ ધાસતીના પોકારો ઠઠમાંથી બાહેર પડયા. લેકીન કાબાજ ઘોડેસવાર પોતાના પાવડાપર ઉભો રહયો અને જાણે કાંઇ અકસમાત બનયોજ નહીં હોય તેમ પેલા ઉપર જતા રૂપલપર બંદુક ફોડી. આસપાસ કુંડાળું વાળી ઉભેલાં જોનારાઓની પીઠ પાછળ પેલો રૂપલ જઇ પડયો. હરપથી ઘેલું ગાંડું થઇ તમામ લોક હવે હદ બાહેર ખુશહાલીના પોકાર કરવા લાગયું.

પણ આ સઘળો વખત અમાલત બેગ દેખાવે તદન શાંત જણાતો હતો. બંદુકની નેમ તાંકયાં પછી તરતજ તેણે પાવડાઓમાંથી પોતાના પગો છુટા કીધા, ઘોડાને પાછો ઉભો થવાની ફરજ પાડી અને તેની લગામ એક ખીદમતગારના હાથમાં ફેંકી ઘોડાના પાછલા બંને પગોમાં નાલ તરતજ મરાવવા હુકમ કીધો.

શરત તથા નીશાનબાજી ચાલુજ રહી.

આ વેળા અમાલત બેગનો સાવકો ભાઇ સોફીરઅલી તેની નજદીક ગયો. બઉઇનકીના એક તંગ હાલતના બેગનો તે બેટો હતો. તે ઘટમદાર ચેહેરાનો, સાદો અને ખુશમીજાજી જવાન હતો. અમાલત બેગ સાથેજ તે ઉછરેલો હતો. બે સગા ભાઇઓના જેટલોજ એખલાસ આ બંને સાવકા ભાઇઓ વચે હતો. તે ઘોડાપરથી નીચે ઉતરી પડયો. અમાલત બેગને સલામ કીધી અને બોલયો: "તારા જઇફ ઘોડા અમત્રીન પાસે પાંચ વાર પોહોળી ખાઇ એક છલંગે કુદાવવા તારો નોકર મહમદ ફાંફાં મારે છે."

"અને અમત્રીન શું કુદતા નથી ?" અમાલત બેગે ભવાં ચઢાવી કહયું "એ જાનવરને અબલડી અહીં લાવવા મહમદને જણાવો."

અમાલત પેલા ઘોડા આગળ ગયો, નોકરને નીચે ઉતરી જવા ઇશારત કીધી, ઝડપમાં જીનપર બેસી ગયો અને અમત્રીનને પેલી ખાડી તરફ જવા ફરજ પાડી.

ત્યાર પછી તેણે મેદાન તરફ કદમ ફેરવયાં અને ચકરાવો આપી ઘોડાને એકદમ પેલી ખાહી તરફ દોડી જવા ફરજ પાડી. ખાહીની જેમ નજદીક તે જતો, તેમ તેમ તેણે લગામ મજબુત પોતાના હાથમાં ખેંચી અને પગોથી મજબુત જીકડયો. પણ પોતાની શકતી વીશે અમત્રીનને શક હોવાથી ખાડી નજદીક આવતાંજ જમણી બાજુએ એકાએક તે પાછો ફરયો.

અમાલત બેગે તેને બીજો ચકરાવો આપયો અને પાછો ખાહી તરફ દોડાવયો. ચાબુકના ચચરાટથી આ વેળાએ જાણે ખાહી ઓલંગવાનો હોય તેમ ઘોડાએ આગલા પગો ઉંચે કીધા, પણ હીકમતથી તે પોતાના પાછલા પગોએ ફરી ગયો.

અમાલત બેગના ગુસ્સાનો હવે શુમાર રહયો નહીં.

તેને એ કામથી વાળવા સોફીરઅલીએ ઘણું સમજાવયું બલકે કાલાવાલા કીધા પણ અમાલતપર તેની કશી અશર થઇ નહીં. આવાં અસીલ પણ જઇફ જાનવરપર અજાબ નહીં ગુજારવા તેણે સલાહ આપી પણ તેપર મચક આપવાને બદલે અમાલત બેગે પોતાની તલવાર મયાનમાંથી ખેંચી કાઢી અને ઘોડાને ત્રીજી કોશેશ કરવા ફરજ પાડવા લાગયો. આ વેળાએ તેણે ચાબુકનો ઉપયોગ કરવાને બદલે તલવારના ચપટા ભાગનો ઉપયોગ કીધો.

લેકીન એથી અમત્રીનપર કશી અસર થઇ નહી. ખાહીની કીનારી આગળ આવતાંજ ઘોડો થંભ થઇ ઉભો. ગુસ્સાનો મારયો અમાલતે શમશેરની મુઠે એવો તો મજબુત ફટકો બે કાનોની વચે મારયો કે તે તરતજ મુરદું થઇ જમીનપર પડયો. ઘોડામાંથી પ્રાણ નીકળી ગયો હતો: અમાલત બેગે તેને મારી નાખયો હતો.

"નીમકહલાલ નોકરની ચાકરીનો આ બદલો!" સોફીઅલીએ નીસાસો નાખી કહયું.

"નહી; નાફરમાનીનો આ નતીજો!" અમાલત બેગે ગુસ્સાથી ઉતર વાળયો.

વધુ તકરાર કરવામાં સોફીરઅલીએ ડહાપણ વીચારયું નહી.

રમતગમત તો ચાલુજ રહી.

પણ એકાએક પછવાડેથી પડઘમો વાગવાના અવાજો આવતા સંભળાયા. સઘળાંઓની નજર તે તરફ ખેંચાઇ તો તેઓએ રશયન ભાલાઓની ચલકતી અણીઓ વધુ અને વધુ નજદીક આવતી જોઇ.

દરબંદથી ઘઉં સંભાળમાં લઇ પાછી ફરતી કઉસીંન્ક રેજીમેંટની તે એક ટુકડી હતી. આ ટુકડીની હરોળમાં તેનો સરદાર કેટલીક વાર આગલ પોતાના એક અમલદાર સાથે ચાલતો હતો.

થોડીક થાક આપવા જરૂરની ધારી આ સરદારે પોતાની ટુકડીને આસાયસ લેવા હુકમ કીધો. સીપાહોએ પોતાની બંદુકો એકેક સાથે ભેળવી ઢગલા કીધા, અને તેપર તકેદારી રાખવા એક ગોઠયાને મેલી ઘાસવાળી જમીન પર લાંબા થઇ પડયા.

ઇ૦ સ૦ ૧૮૧૯ માં રશયન લશકરની ટુકડીઓની હાજરી બઉઇનકીના રહેવાસીઓ માટે નવાઇ જેવી નહી હતી; પણ દાઘેસતાન અને તેની આસપાસના ભાગોમાં રહેનારાઓ તો હમેશા તે તરફ હડહડતી દુશમનીની નજરે જોતા હતા. તેમનો ધરમ પણ દુશમનોને હડહડતા દુશમનો દાખલ ગણે છે. તેઓ કોઇ કોઇ વેળા હસતું મહોં રાખે છે. પણ તેની પછવાડે અંતકરણમાં તો કપટી ઓરતની પેઠે ઝનુની ઝેર તેઓ ધરાવે છે.

તેથી આ ખુશીના સમયમાં રશયનોની હાજરી જોઇ ભેગી મળેલી ઠઠમાં ખળભળાટ ફેલાઇ રહયો. સઘળાંઓ બડબડવા લાગયાં. અબળાઓ બીહીકથી એ ટુકડી તરફ નજર નાખી ઘરોમાં ભરાઇ ગઇ, જયારે મરદો નાની નાની ટોળકીઓમાં ધીમે સાદે વાતચીતમાં ગુંતાયા. સરવના ચેહેરાપર કીનાનો આતશ પ્રગટી નીકલેલો જણાતો હતો.

---

## પ્રકરણ ૩ જુ.

---

### જુમાના દીનની જુમબેશ.

તોપણ ઝનુની જુવાનયાઓથી છુટા પડી કેટલાક બુઢાઓ ડહાપણ વાપરી પેલા રશયન સરદાર આગળ ગયા, અને સલામ કરી તેની ખેરઆફીઅત પુછી.

"તમારી પરપુછ માટે હું ઉપકાર માનું છું. મારી તબીયત ઠીક છે. લેકીન મારા ઘોડાએ નાલ ગુમાવી નાખયાથી તે લંગડાતો ચાલે છે. સારાં ભાગયે હું પેલો તારતાર નાલબંધી જોઉં છું જે મારા ઘોડાને રાહત આપશે." એટલું બોલી અમાલતના ઘોડાને નાલ ઠોકતો હતો તે નાલબંધ આગળ તે ગયો અને બોલ્યો, "અય બેરાદર! જયારે આ ઘોડાનું કામ ખલાસ થાય ત્યારે મારા ઘોડાનું કામ હાથમાં ધરજે."

ધુંવા તથા સુરયથી કાળા થયલા ચેહેરાવાળા નાલબંધે આથી સરદાર તરફ ટીકીને જોયું, પોતાનો પાપાક કાનની સપાટીવેર નીચે ખેંચયો, લેકીન તેણે કાંઇ ઉતર વાળયો નહી. અમાલતના ઘોડાની નાલ બેસાડવાનું કામ તમામ થયું કે તેણે નીરાંતે પોતાના હથીયારો કોથળામાં મુકયાં.

"મં કહયું તે સાંભળયું કે?" રશીયન સરદારે પુછયું.

"દરોબસ્ત!" નાલબંધે ઉતર વાળયો.

"મેં તુંને શું કહયું?"

"કે તારા ઘોડાની એક નાલ ગુમ થયલી છે."

"ઠીક! ત્યારે મારા ઘોડાની નાલનું કામ હાથમાં ધર."

"આજે જુમાનો દીન છે; એટલે કે તેહેવારનો દીવસ છે; અને તેહેવારના દીવસો પર હું કામ કરતો નથી." તારતારે ઉતર વાળયો.

"જો, સાંભળ! હું તારી પાસે ફોકટનું કામ કરાવવા માંગતો નથી. તું જે માંગશે તે હું આપીશ. પણ તારે આટલું ધયાનમાં રાખવું કે જો તું નાલ નહી જડશે તો તુને તેમ કરવાની ફરજ પાડીશ."

"બીજાઓના હુકમ પહેલાં મારે અલ્લાહના ફરમાનોને માન આપવું જોઇએ, અને જુમાને દીને કામ કરવા અલ્લાહ મના કરે છે. બીજા દીવસોએ તો એ કામ પાપી છે, લેકીન આવા દીવસોએ તો એવું ખોટુ કામ કરવા પહેલાં બે ઘડી મારે વીચાર કરવો જ જોઇએ: મારા કામથી દોજખમાં બળી જવાનો કોલસો હું પોતેજ ખરીદ કરવા ઇ છતો નથી."

"વારૂ ! તયારે તું હમણા શું કરતો હતો ?" હવે સરદારે ભવાં ચઢાવી સવાલ કીધો "શું તું હમણાં કામ નહી કરતો હતો? મારા વીચાર મુજબ તો એક ઘોડો તે આખરે એક ઘોડોજ છે, મુખય કરી મારો ઘોડો તો સવચછ મુસલમાન છે. જો; તું એને કારાબાક દાખલ નથી પીછાણતો ?"

"એક ઘોડો તે આખરે ઘોડોજ છે અને સવચછ લોહી ધરાવનારાઓમાં કશો ફરક છેજ નહી એ હું કબુલ કરૂં છું; લેકીન આદમોના સંબંધમાં તેમ નથી, હમણા જે ઘોડાને મેં નાલ જડી તે અમાલત બેગનો હતો અને અમાલત બેગ મારો ઉમરાવ શાહજાદો છે."

"એટલે કે જો તેં તેનાં હુકમ પ્રમાણે કીધું નહી હતે તો અય બદમાશ ! તારા તરતજ કાનો છટકાવી મેલતે, અને હું એવી રીત વાપરવા પસંદ કરતો નથી; તેથી તું મારૂં કામ કરવા ના પાડે છે. ભલે ! મારા મીત્ર ! આદમોના કાન કાપવાની અમો ખ્રીસ્તીઓને મના છે, લેકીન જો તું મારા હુકમને તાબે નહી થશે તો તારો બરડો કોરડાના બસો ફટકા ખાવા તઇયાર રાખજે. હવે હું શું કહુ છું તે સમજયો?"

"બરાબર !"

"કેમ ? શું ઠરાવ ?"

"હું એક ખરો મુસલમીન હોવાથી મેં જે જવાબ તને પેહેલાં આપયો હતો તેનેજ હું વળગી રહું છું. આજે જુમાનો દીન છે; અને તેથી એ દીવસે મુસલમાનો ધંધે લાગતા નથી."

"તું શું તેમ ધારે છે ?"

"મારી ખાતરી છે."

"જયારે તું તારા તારતાર શેઠની મજાક માટે મેહેનત કરે છે, તયારે તો તારે એક રશયન અમલદારની જરૂરયાત માટે કામ કરવુંજ જોઇએ. હું જરૂરયાત કહું છું તેનો સબબ એ કે મારા ઘોડાની નાલ વગર મારેથી મુસાફરી આગલ ચાલુ થઇ શકતી નથી. સીપાહો, ખબરદાર, અહીયાં."

બંને વાંધાદારોની આસપાસ લોકનું ટોળું વધતું ચાલયુંજ હતું; તેમાં આ વખતે મોટો વધારો થયો, અને તારતારો એક બીજા સાથે બોલતા સંભલાતા કે: "નહી ! એને કફર લોકનું કામ કરવું નહી. આજે તેહેવાર છે; જુમાના દીને કામ હોયજ નહી."

તેજ વખતે નાલબંધના કેટલાક ઓળખીતાઓએ પાપાક પોતાની આંખયોની લગોલગ ખેંચયા, પોતાના હાથો ખંજરોની મઠપર મેલયા અને રશયન સરદારની વધારે નજદીક જઇ નાલબંધને બુમો પાડી કહેવા લાગયા: "અલીકપેર ! રશયન ઘોડાને અડકતો પણ ના; નાલ ઠોકતોજ ના. અમાલત બેગ તો ચુસત મુસલમાન છે; એક મસકોવીટ માટે તારે કામ કરવું નહી."

પણ સરદાર બહાદુર હતો: વળી તે તારતારોને બરાબર પીછાણતો હતો.

"બદમાશો ! તમો અહીંથી જતા રહો !" તેણે પીસતોલ ખેંચી કાઢતાં જણાવયું "જો તમોને અહીં ઉભું રહેવું હોય તો તમારી જબાને કુલફ મારવું. તમોમાંથી જો કોઇ એક હરફ પણ બાહેર કાઢશે તો આ સીસાંની ગોળીથી હોઠ બંધ કરી નાખીશ."

વળી સીપાહો પણ ભાલા સાથે ત્યાં આવી ઉભા હતા; તેથી રશયન સરદારની આ ભપકીની તરતજ અસર થયલી જણાઇ. હીચકારાઓ નાસી ગયા, જ્યારે બહાદુરો ત્યાં ઉભા રહયા, પણ કોઇ એક શબદ બોલયું નહીં.

અલીકપેરે જોયુ કે નાલ ઠોકયા વગર તેનો છુટકજ નહી હતો: તેણે ત્યાંથી નાસી જવા માટે મારગ તપાસયો, પણ કોઇ નહી જણાવાથી પવીત્ર કોરાનના થોડાક કલામો ભણી કોથલો ઉપાડયો અને નાલ, ખીલા તથા હથોડો લઇ હુકમને તાબે થવા તે તઇયાર થયો.

અહીં જણાવવું જોઇએ કે આ સઘળો બનાવ અમાલત બેગે જોયો નહીં હતો. રશયનોને ફકત છાવણી નાખી થાક લેવા આવેલા જોઇ પોતાની બુઢી દાયા સાથે થોડીક વાતચીત કરી તે પોતાને મકાને ઘોડાપર બેસી જતો રહયો હતો, કે જે મકાન

ઉંચી જગયે આવેલું હોવાથી બઉઇનકી ગા
મ તયાંથી પ્રગટ દીસતું હતું.

પણ આપણી વારતાનો મુખય નાયક એક તરફ જતો હતો, તયારે બીજી તરફથી ઉલટીજ કીસમનો અને વધારે અગતયનો આસામી તેજ વખતે બીજે રસતેથી દાખલ થતો હતો.

---

## પ્રકરણ ૪ થું.

---

### તુમાખી અકમેઠખાન.

આ નવો દાખલ થનાર શખસ ઠીંગણા કદનો પણ મજબુત બાંધાનો હતો. 'આવાર' ના જાણીતા ટોળાંનો તે ખુલી રીતે જણાઇ આવતો હતો. તેણે પોલાદી બખતર પેહેરેલું હતું. તેના પોશાકપરથી તે પણ મહમદી ધરમ પાળતો જણાતો હતો. તે એક અતી સુંદર તથા મજબુત ઘોડાપર સવાર થયલો હતો અને તેની પુઠે તેના પાંચ નોકરો તેનીજ પેઠે તદન હથયારબંધ બની ઘોડા દપટાવતા આવતા હતા. તેઓ ધુળની રજકરણોથી એટલા બધા તો ભરાઇ ગયા હતા તથા તેમના ઘોડા એટલા બધા ક્ષીણ ક્ષીણ થયા હતા કે તેઓ લાંબી મંજલ કાપી આવેલા ઝટ માલમ પડી આવતા.

આગળ આગળ ચાલતો સવાર એટલો તો બેદરકારીથી ઘોડો દપટાવતો હતો કે રશયન સીપાહોએ મેલેલા ભાલાઓની નજદીક આવતાં પોતાના પાવડાથી તેના ઢગને તુમાખીથી તેણે પાડી નાખયો હતો, અને જાણે કાંઇ લાગ્યું જ નહી હોય તેમ ઘોડો દપટાવવો ચાલુ રાખયો હતો. તેના નોકરો પણ તેનાજ શેઠની પેઠે પેલાં પડી ગયલાં હથયારોપર બેદરકારીથી ઘોડા દપટાવી પસાર થયા.

થોડેક દુર તકેદારી રાખવા ઉભેલા સીપાહે દુર જવા તેમને હુકમ કીધો પણ તેની તેઓએ કશી પરવાહ કીધેલી જણાઇ નહી. આથી રશયન સીપાહો આ મુસલમાનોને હાથે પોતાનું અપમાન થયલું ધારી જનુનથી ખડા થઇ ઉભા.

"તમે કોણ છો?" પોહોરેગીરે આગળ ચાલતાં ઘોડેસવારના ઘોડાની લગામ પકડી સવાલ કીધો.

"દેશના આ ભાગમાં તું તદન નવો આવેલો જણાય છે. આવારીઆના અકયેઠખાનને શું તુ પીછાણતો નથી? લગામ ઝુંટાવી લઇ શાંતીથી તેણે કહયું; મારી યાદદાસત શકતી જો ભુલાવો ખવાડતી નહી હોય, તો ગયે વરસની 'બાકલી' નજદીક રશયન ખુવારીથી રશયનો મારૂં નામ વીસરી ગયા નહી હોય." તે આ વાકયો તારતારી શબદોમાં બોલયો હતો; તેથી પોતાના એક નોકર તરફ ફરી તેણે કહયું "આ કુકરોને તેઓની ભાષામાં હું જે બોલયો હતો તે સમજાવ?"

નોકરે શબદે શબદોનો તરજુમો પેલા રશયન પોહોરેગીરને કહી સમજાવયો.

"ત્યારે એ અકમેઠખાન છે?" સીપાહે પોકારી ઉઠયા "એને પકડો! હવે જ્યારે એ આપણા સપાટામાં આવયો છે તો એને જતો નહી મુકવો. બાકલીનો કીનો લેવાનો ઠીક લાગ હાલ આવી ગયો."

"બદમાશો! દુર જાવો!" પોહોરેગીરના હાથપર ચાબુક મારી અકમેઠખાને જણાવયું. "હું હમણા એક રશયન જેનરલ છું તે તમો શું વીસરી જાવો છો?" આ વેળા તે એવી તો સવચછ મસકોવીટ ભાષામાં બોલયો કે સીપાહો તેનો એકએક શબદ સાંભળી શકયા.

"જેનરલ કે એક બેવફા રશયન?" કેટલાક સીપાહો પોકારી ઉઠયા. "ચાલો, આપણે એને કેપટન અથવા કરનલ વરકોવસકી આગળ દરબંદ લઇ જોઇએ."

"આવા રસાલા સાથે તો હજી હું દોજખમાં જવા પસંદ કરૂં." તુછકારની ઢબે અકયેઠખાને કહી ઘોડાને એવો તો એમથી તેમ કુદાવયો કે રશયન સીપાહોને ત્યાંથી દુર ખસી જવા ફરજ પડી. તે ખામખા પેલા પોહોરેગીરપરથી પોતાના મસતાની બનાવેલા ઘોડાને કુદાવી જઇ આંચકાથી તેને જમીનપર પાડી નાખયો, અને ઘોડો ઝડપથી દોડાવવા લાગયો. તેના પાંચ નોકરો પણ તેટલીજ ઝડપે તેની પુઠે પુઠે જવા લાગયા. આ પ્રમાણે સો વારને છેટે ગયા પછી પોતાના ઘોડાને સાધારણ ઝડપે તે ચલાવવા લાગયો, ને પોતાના હાથમાંની લગામ સાથે હવે રમવા લાગયો.

આ વખતે તેની નજર નાલબંધ આગલ ભેગાં થયલાં લોકપર પડી. નાલબંધે

રશયન સરદારના ઘોડાને નાલ મારવા પગ હાથમાં લીધો હતો. પોહોરેગીર તથા રશયન સીપાહો સાથની અકમેઠખાનની હમાજોરથી જેમ આ રશયન સરદાર નાવાકેફ હતો, તેમજ અકમેઠખાન આ નાલબંધ વચેની જુમબેસથી બેખબર હતો.

"અહીં કાંઇ ખટપટ જેવું દીસે છે." અકમેઠખાન પોતાનો ઘોડો અટકાવી બોલ્યો "બેરાદરો ! શું છે?"

"આહ ! અરે એવણ તો ખાન છે!" જમાવ થયલા તારતારોએ જણાવયું અને નમીને તેઓ સલામ કરવા લાગયા.

અકમેઠખાને પોતાનો સવાલ પાછો પુછયો.

તમોએ રશયન સરદાર અને નાલબંધ વચેની ખટપટનો અહવાલ કહયો.

"અને ભેંસોની પેઠે તમો ઉભા રહી આ સઘળું જોયા કરો છો? " અકમેઠખાને ભવાં ચઢાવી જણાવયું: "જ્યારે તમારો જાતીલો ભાઇબંધ કદીમ રેવાજને માન આપવા માગે છે ત્યારે કુફરોને હાથ શું તમે તમારા ધારમીક ફરમાનોને કચડાવી નાખવા માંગો છો? એનો કીનો લેવ.ને બદલે તમો હીચકારાઓની પેઠે જોયા કરો છો? એને બદલે તમે એકદમ છાતી કુટી રડતા જ કાં નહીં? હીચકારાઓ! હીચકારાઓ! હીચકારાઓ!" તેણે તુછકારથી કહયું.

---

## પ્રકરણ ૫ મું.

---

### તોફાનની ઉશકેરણી.

"અમે શું કરયે?" કેટલાક આવા જો સંભળાયા "રશયનો પાસે બંદુકો ઉપરાંત ભાલા છે."

"અને તમો પાસે શું લાંબી બંદુકો અને ખંજરો નથી.? શરમ! આવા તારતારોપર શરમ છે! રશયન ચાબકાને દાઘેસ્તાનની શમશેર નમે?"

કેટલાકોની આંખયો હવે ચમકવા લાગી.

"અલ્લાહો અકબર! નામોશી માટે તમો ડર કરતા નથી, પણ રશીયન બંદુકો અને ભાલાએ.થી બીહો છો! સાઇબીરીઆ અને દોજખની વચે તમો દોજખ પસંદ કરો છો? તમારા બાપદાદા શું એવીજ રીતે વરતતા હતા કે? તમારીજ પેઠે શું તેઓ વીચારતા હતા? તેઓ પોતાના દુશ્મનોની સંખયા યા હથીઆરો ગણતા નહીં હતા, પણ અલ્લાહનું નામ ઝબાંપર રાખી 'અલ્લાહ! અલ્લાહ! પોકારતા તેઓ સામે ધસ્તા અને જો તેઓની શીકશત થતી તો તે કીરતીવંત થતી. અલ્લાહે રશયનોને શું તમો કરતાં કાંઇ જુદી ચીજોથી બનાવેલા છે? તરકટી હલકા બાયલાઓની પેઠે શું તમો ખુશામદ નથી કરતા? હીચકારાઓ! હીચકારાઓ! હીચકારાઓ!"

આ વેળા તારતારોપર પુરતી અસર થયલી જણાઇ; ઝનુન તેમના ચેહરાપર પ્રગટી નીકળતું ખોલ્લું જણાયું.

"અકમેઠ ખરા છે. એમનું બોલવું રાસ્ત વ દરૂસ્ત છે." તેઓપોકાર કરવા લાગયા" કુફરોને જેમ ગમે તેમ કરવા દેવા માટે આપણે બેવકુફ બનયા છીયે. નાલબંધની મદદે ચાલો? ચાલો, અલીપકેરની મદદે!"

હવે તારતારો અતી ઝનુનથી વધારે સંખયામાં તયાં ભેગા થતા જણાયા. તોફાનના દેવે પોતાનું બળ અજમાવવા માંડયું હતું. બળવાનું પજરણ શરૂ થઇ ચુકયું હતું.

મામલો આટલી હદપર આવેલો જોઇ પોતે એમાં સંડોવાય નહી એવા એરાદાથી અકમેઠખાને પોતાના બે સોબતીઓને ઉશકેરણી ચાલુ રાખવા તયાં થોબાવી પોતે બાકીના ત્રણ નોકરો સાથે તયાંથી જવા માંડયું. તેઓ હવે ટેકરીપર જવા લાગયા કે જયાં અમાલત બેગમનું મકાન આવેલું હતું.

ભોળા પણ ઝનુની તારતારો! તેમના ઝનુનને આદમના રૂપમાં બે સરપો ઉશકેરતા હતા. જેમ જેમ સમય ગગડતો ગયો, તેમ તેમ તેમનું ઝનુન વધુ ને વધુ ખીલતું ગયું. ખુલાં બળતાં માટે ફકત એક આબાદ ચીંગારીનીજ ખોટી હતી.

અકમેઠખાન પોતાના બાકી રહેલા ત્રણ નોકરો ભેગો અમાલત બેગના મકાન નજદીક જઇ લાગયો. અમાલત આ વેળા એક તકીઆપર અઢેલાઇ પોતના 'ખાલ્યાન' થી ગુરગુરી તાણતો હતો.

બારણાના ઉંબર વેર અકમેઠખાનને આવેલો જોઇ તે ઉઠયો. "અલ્લાહ તુને જયાદા કીરતી બક્ષે" બોલતાં અકમેઠખાન તેને સામો જઇ મળયો અને બંનેએ એકબીજાને બગલગીરી કરી આવકાર આપયો.

"મારા પયારા પરોણા ! આવતાં વાર જે શબદોમાં તેં આવકાર આપયો તે મશકેરી હતી યા ભવીષય વાણી હતી ?"

"તે તારીપરજ આધાર રાખે છે. તરકો પ્રાંતના વારેસે પોતાની શમશેર મયાનમાંથી ખેંચી કહાડવી કે જેથી—"

"કે જેથી ફરીથી કદી તે મયાનમાં મેલી શકેજ નહી, ખાન !" અમાલતે વાકય પુરો કીધો.

"ખાન ! સાંભળ ! જો હું તેમ કરૂં તો હાથે કરી મારા પગ લુલા કરૂં, તેને બદલે ફકત બઉઇનકીના ધણી દાખેલજ ખુલેપણે અને સ્વતંત્ર સલાહસંપજમાં રહેવા હું પસંદ કરૂં છું. દેશનીકાલ દાખેલ પહાડોમાં ભરાઇ ભટકવામાં શો ફાયદો ?" અમાલતે તકરાર કીધી.

"અમાલત ! પહાડોમાં જંગી સીહો સ્વતંત્રપણે શું હાકમી ભોગવતા નથી ?"

અમાલતે નીશાસો મેલયો.

જાગરૂત થવા કરતાં ખુશ ખીઆલો હમેશ જોયા કરવું બેહતર છે. અકમેઠ ! હું ઉંઘાયલો છું; મને જગાડ ના." અમાલતે જણાવયું.

"તુંને ઉંઘ લાવનારી દવા રશયનો પીરસે છે, અને જ્યારે તું ઉંઘમાં ગીરફતાર થાય છે ત્યારે તારા બગીચામાંનાં સોનાનાં ફળો બીજો એકઠાં કરી જાય છે." અકમેઠે તકરાર લીધી.

મારે હસતક જે નાનું લશકર છે, તેનાથી હું શું કરી શકું ?"

"અમાલત ! જોશ આપણા હઇયામાં હમેશ હઇયાત છે. હીમતથી બાહેર આવ અને સરવ તારી આગળ નમશે." તયાર પછી તેના કાનપર પડી અકમેઠે કહયું "ભવીષવાણી એ છે કે સો વરસમાં પુરવની પ્રજાઓ રશયનોને કચડી નાખી ઉગતા આફતાબનો વાવટો ફડફડાવશે. સાંભળ ! એક અવાજ તને તેમજ મને ફરમાવે છે કે બેદાર થાવો ! એ ફતેહનો પોકાર છે."

આ વેળાએ બંને શહાજાદાઓએ બંદુકોના આવાજો સાંભળયા. તેજ વખતે સોફીર અલી ફીકા ચહેરાએ ઓરડામાં દાખેલ થયો.

"તમો સાંભળો છો ?" તેણે ખબર આપી "બઉઇનકીએ બળવાનો ઝુંડો ઉઠાવયો છે. લોક રશયન લશકરને ઘેરી લે છે અને રશયન સેપાહોપર તારતારો ગોળીઓ છોડે છે."

આ સાંભળી અમાલત બેગ ગુસ્સાભેર ઉઠયો.

## પ્રકરણ ૬ ઠું.

### "ઝારનાં નામે."

"મારા હોકમ વગર તેઓએ કેમ હીમત કીધી ? અમાલત ગુસ્સાથી બંદુક પોતાના હાથમાં લઇ બોલયો "લુચાઓ ! સોફીરઅલી ! દોડતો જઇ તેમને મારે નામે જણાવ કે એકદમ શાંત થાય અને જે કોઇ મારા આ હોકમનો અનાદર કરશે તેને તરત જ ઠાર કરવામાં આવશે."

"શાંત પાડવા મેં ઘણી કોશેશ કીધી" સોફીરઅલીએ ખબર આપવી ચાલુ રાખી, "પણ તેઓએ મારા બોલવાને કશું મચક આપયું નહી." અકમેઠખાનના બે નોકરો તેમની સાથે જોડાયા છે અને તેઓજ તેમને ઉશકેરે છે, અને જણાવે છે કે, "એકેએક રશયનને ઠાર કરો !"

"શું મારા નોકરો તેમ ખરેખર બોલે છે?" અકમેઠખાને હસી જણાવયું.

"બોલીનેજ નહી ધરાતાં બંદુકની પેહેલી ગોળી છોડી તેઓએજ આટ રમખાણ ઉભું કીધું."

"જો તેમજ હોય તો હું તેમની બહાદુરી પર આફ્રીન કરૂં છું." અકમેઠે ટીકા કીધી, "તેઓને તુકારો બસ હતો."

"ખાન અકમેઠ; આ તેં શું કીધું ?" અમાલતે દલગીરીથી પુછયું.

કાંઇક દીવસો થયાં મને જે હોંશ હતી તે મેં આજે પુરી પાડી." અકમેઠે ઠંડે પેટે ઉતર વાળયો.

"રશયનોને હવે હું કેવો જવાબ દઉં ?"

"ટોટી તથા ખંજરનો જવાબ દરોબસ્ત છે. અય નશીબવંત બળવાખોર! કીસમત તારીપર કુરબાન છે, ચાલ ! તારાં સઘળાં હથયારો સજ અને આપણે રશયનોને તોબાહ તોબાહ પોકરાવીશું. વરતારો ખરો પાડીશું."

"તેઓ અહીંજ છે." પેલા રશયન અમલદારનો ગુસ્સાભેર ઘોઘારી સાદ સંભળાયો. તેની પુઠેજ બીજા બે રશયનો બેધડક ઓરડામાં દાખેલ થયા.

"તમો બારણા આગળ ઉભા રહી ચોકી કરો!" અમલદારે બંનેને જણાવયું.

સેપાહો તાબે થયા.

આ નધ રેલો બળવો જોઇ અને રશય નો સાથે સંપુરણ મીત્રાચારી જાળવવા માંગ તો હોવાથી અમાલત પેલા રશયન અમલદા ર આગળ દોસ્તની ઢપે ગયો અને બોલયો: "મારા બેરાદર! તું મારાં મકાનમાં સુલેહ ના કાસીદ દાખેલ શું નથી આવયો ?"

"તે હું કાંઇ જાણુતો નથી; લેકીન મ ને એટલું માલમ છે કે ગામમાં મારાં મા ણુસોને કેવો આવકાર મળયો છે. એક દુશ મન દાખેલ મારાં માણુસો સાથે ચાલ ચલા વવામાં આવી છે અને તારાં માણુસોએ તા રા તેમજ મારા શેહેનશાહના લશકરપર બં દુકબાજીની અટકચાળી કીધી છે."

"જો દરેક બારે તેઓએ પોતાના હ મનબરદોને જમીન પર રગદોળયા નહી હો ય તો તેઓએ રશયનોપર નેમ ટાંકવામાં ખોટું કીધું." અકમેઠ નરમ ગાદીપરજ અઢેલાઇ ગુરગુડી તાણુતો વચે બોલયો.

"અમાલત! સઘળાં કારસ્તાનો કર નાર આ છે" રશીયન અમલદારે ગુસ્સાથી અકમેઠ તરફ આંગળી દેખાડી જણાવયું, "જો એની ઉશકેરણી નહી હતે તો તમામ બઉઇનકી તદન શાંત હતે. અમાલત! તું એ ક તરફથી પોતાને રશયનોનો મીત્ર જણાવે છે, અને બીજી બાજુથી રશયનોના દુશમન ને આવકાર આપે છે. તું તેને સંતાડે છે! અમાલત બેગ! સાંભળ! ઝારના નામથી હું તુને ફરમાવું છું કે આ માણુસને મારે સ્વાધીન કરવો."

"સરદાર! તમોને માલમ તો હશે કે અમારામાં અમારો પરોણો ભાઇ કરતાં પ ણુ વધુ ગણાય છે. જો હું મારા પરોણાને સ્વાધીન કરૂં તો તે એક જાતનો વાંક ગણા ય, માટે મેહેરબાની કરી તારી માંગણી ખેં ચી લે! અમારા રેવાજને માન આપ; કાંઇ નહી તો મારી અરજ મંજુર કર" અમાલતે શાંતપણે પણ મજબુતીથી જણાવયું.

અમાલત! હવે હું કહું છું તે સાં ભળ! રેવાજ કરતાં ફરજ ચઢે છે. પરોણા ગતના રેવાજ કરતાં સોગંદ વધારે ચઢયાતા છે. સોગંદ ખાઇ લીધેલી તાજ તરફની ફર જ સરવ રેવાજોથી ચઢતી છે, નયાય દરેક ગુનેહગારને પોતાની ચુંગાલમાં માગે છે. પ છી તે ગુનેહગાર આપણો ભાઇ હોય તો શું થયું ?"

"સરદાર! મેં જે ઠરાવ કીધો છે તે થી કદી પાછળ હઠવાનો નથી, રેવાજને મા રે માન આપવુંજ જોઇએ."

"ત્યારે એક બેવફા બળવાખોર માટે તમે જોખમદાર છો."

ખાન અકમેઠ આ સઘળો વખત ની રાંતે લેટી ગુરગુડી તાણુતો વાતચીત સાંભળ તો હતો તે 'બેવફા બળવાખોર' શબ્દ સાં ભળી છલાંગ મારી ઉઠયો, અને રશયન સર દારની સનમુખ જઇ બોલયો "તું એમ કહે છે કે હું બેવફા બળવાખોર છું? બેવફા કોણુ છે તે તું તારીજ રાજ્ય પો થીમાં જો. રશયન પાદશાહે મને ઓધો આપયો કે જેથી સઘળી વાજબી જણાતી માગણીને હું તાબે રહું. આવારીઆમાં ર શયન લશકરની છાવણી રહેવા દેવા તથા ત્યાં કીલા બાંધવા ઝારની સરકારે પરવાનગી મા ગી પણુ સ્વતંત્ર મારા જાતી ભાઇઓનું છુ ટાપણું યા લોહી શું આવા એલકાબથી વેચું? શું મારા જાતભાઇઓ તેથી વાજ બી રીતે મને બેવફા નહી ગણે? ધારો કે ઝારની અરજ મેં સ્વીકારી, લેકીન તેનું પ રીણામ શું નીપજતે તેનો તમે ખયાલ કીધો છે? બીજેજ દીને હજારો ખંજરોના ઘાઓ મારા શરીરપર જણાતે. અલ્લાહે મને મારા જાત ભાઇઓ ઉપર ઉપરી દાખલ નેમયો છે કે જેથી પેદરની પેઠે મારે ફરજ બજાવવી. તેને બદ લે શું એ પવીત્ર ફરજ તમે મને વેચવા કહો છો? રશયન માગણી સાંભળી હું તેમની મી ત્રાચારીથી છુટો પડયો, પણુ તેથી હું તેમનો દુશમન છું એમ કેમ જાણયું? પણુ એ સ ઘળાનો બદલો કેવો? તમારા એક જનરલે મને એક પત્ર લખી મારૂં અપમાન કીધું; આ અપમાન તેને બાકીની નજદીક ભારી પ ડી ગયું. તેના અપમાનભરયા શબ્દોના બ દલામાં આખી નદી લોહીથી લાલ બની ગ ઇ કે જે લોહીયાર નદી આપણુ બંનેને હ મેશ સુધી છુટા રાખશે."

"લેકીન તે લોહી કીનાને માટે પોકાર ઉઠાવે છે." સરદારે ઝનુનથી જણાવયું "અને તે કીનામાંથી હવે તે છટકવા નો નથી" એટલું બોલી તેણે અકમેઠ ખાનને ગળચીમાંથી પકડવા કોશેશ કીધી, પ ણુ હજી તો તેના હાથ અડે તેની આગમચ

તો અકમેઠખાનનું ખંજર રશયન સરદારના સીનામાં સપાટાબંધ ચાલી ગયું.

એક પણ શબ્દ બોલ્યા વગર રશય ન સરદાર લોહીથી ઝરઝરતો ભોંયે પડયો.

## પ્રકરણ ૭ મું.

### વધુ ખુનો.

સરદારને ભોંયપર પટકાતો મેલી અ તી ઝડપથી અકમેઠખાને તેની તેમજ અ માલતની પીસ્તોલો છીનવી લીધી અને તેના ઘોડા ચહડાવી દરવાજા આગળ ઉભેલા બંને રશયન સેપાહોને એકી વેળા તેણે બંદુકોથી ઠ ર કીધા.

આ ત્રણ ખુનોનો અટકાવ કરે તેટલો વખત અમાલત બેગના હાથમાં રહયોજ ન હી હતો.

" અકમેઠ ! તેં મારૂં સતનાશ વાળ યું છે; " તેણે દલગીરીથી જણાવયું " આ એક રશયન અને તે ઉપરાંત મારો પરોણો હતો. "

" શાહજાદા ! કેટલાક અપમાનોનો બ ચાવ થઇ શકેજ નહી " ખાને ઉતર વાળયો. " પણ હું એ વીશે હમણા તકરારમાં ઉતર વા માગતો નથી. મકાનનાં બારણાંઓ બં ધ કર; મારાં માણસોને બોલાવ; આપણે દુશમનોપર ધસી જઇએ. "

" એક કલાક અગાડી એઓ મારા દુ શમનો નહી હતા. બંને બાજુને તે માટેનો ખીઆલ વટીક નહી હતો, હવે તું કયા આ ધારે તેઓ ઉપર ધસી જવાની મને સલાહ આપે છે? વળી મારી પાસે દારૂગોળો યા ટોટીઓ નથી અને મારી હથયારબંધ રઇય ત વીખરાઇ ગઇ છે."

"રશયનો! રશયનો!" સોફીર અલી પોકાર કરતો ઓરડામાં ધસી આવયો, પણ ત્રણ રશયન મુડદાં તેની નજરે પડતાંજ તે ધાસ્તીથી ઉજળો પુણી જેવો થઇ ગયો.

"અમાલત ચાલ મારી સાથે" અકમે ઠે જણાવયું, "સરહદ પર બળવાની ઉશકે રણી કરવા હું ચેચીના ખાતે જતો હતો. એનું શું પરીણામ આવશે તે તો અલ્લાહ નેજ માલમ છે; લેકીન પહાડોમાં રોટા સાથે પાણી અને દારૂગોળા સાથે ટોટી બીસ્યાર છે, પહાડી શખસને માટે આટલું પુરતું છે. તાયફાવાળાઓનાં જીગર કીનાના આતશથી અત્યાર આગમય ઝળઝળી રહેલાં છે. તું કબુલ થાય છે?"

" મારા હાથમાં બીજો કશો એલાજ રહયો નથી. મેં મ રા હાથ પગ કાપી નાખયા છે." અમાલતે ઉતર વાળયો "વળી નાસી જવા વગર કશો છુટકોજ નથી, તારૂં કહેવું બરહક છે. તકરાર કરવાનો આ સમય નથી; ઠપકો આપવાનો પણ વખત નથી. સોફીરઅલી! મહેરબાની કરી મારો ઘોડો તરતજ તઇયાર કરાવો અને સાથે છ ખીદ મતગારોને પણ—"

"તમે મને પણ તમારી સાથે લઇ જશોની?" સોફીરઅલી આંખયોમાં આંસુ લાવી વચે બોલી ઉઠયો.

" નહી મારા પયારા સોફીર! મારૂં મકાન લુંટવામાં નહી આવે તેની તકેદારી રાખવા તારે અહીં રહેવું જોઇએ. મારી પ રણેતરને મારી છેલી સલામ કહેજે અને તે ણીને તેણીના પેદરને તયાં પાછી લઇ જજે. વીસરતો ના? સલામ આલેકુમ!"

અમાલત બેગ તથા અકમેઠખાન જેવા એક બારણેથી બાહેર નીકળયા કે બીજે દર વાજેથી રશયન લશકરીઓ મકાનમાં દા ખેલ થયા.

## પ્રકરણ ૮ મું.

### મુલ્લાં કાજી સુલેમાન.

કોકેસસની પહાડી જમીનપર વસંત ૠતુ પોતાની ચાદર બીછાવી એક મધયાન બપોરે આરામ લેતી હતી. છેછીનાના રહેવા સીઓને બંદગીની યાદ આપતા મુલાંઓ મીનારાઓપ થી બાગેબુલંદ પોકારો કરતા હતા, કે જે પોકાર આસપાસના પહાડો સાથે અથડી પડઘા પાડતા હવામાં અલોપ થતા હતા.

પહાડી તાયફાવાળાઓના પવીત્ર કોરા નના ફતવાઓ બરાબર સમજાવવાના એરાદા થી હેઠળ સ્તમબુલની અનજુમને મુલાં હાજી સુલેમાન નમના એક પહરેજગાર તુરક ની માજીને મોકલયો હતો, કે જે કોરાનના શ બકો સંભળવવા ઉપરાંત રશયનો સામે ક મર કસવા પણ તાયફાવાળાઓને ઉશકેરતો હતો.

૨૭૬૪



બાંગ પોકારી રહયા પછી હાજી સુલેમાન દહાડી પસવારતો વીચારમાં ગરક થઇ સેતરંજીપર બેઠો, અને મહોમાં હશીશની નળી પકડી વારંવાર ધુમાડાના ગોટેગોટા બાહેર કહડતો હતો.

વારંવાર ઘણા સંતોશ વચે તે પોતાની સામે આવેલી બે ત્રણ ગુફાનાં કાળાં મહોં તરફ જોતો હતો, તેની ડાબી બાજુએ આવારીઆને છેછીનાથી છુટી પાડનારી ટેકરીઓ આવેલી હતી. જેનેથી દુર કોકેસસની બરફથી મઢાયલી ટોંચો દમામથી ઉભેલી દેખાતી હતી. ટેકરીઓના ઉંચાણ ભાગોના ઢોળાવપર ઝુંપડાંઓ છુટાંછવાયાં ખડાં રહેલાં જણાતાં હતાં.

ગામ અને તેની આસપાસના પહાડોએ તદન સુલેહનો લેબાશ પેહેરેલો હતો; રસતા અને ગલીઓમાં એકપણ આદમી દીસ્તું નહી હતું. મેંઢાંઓના ટોળાઓએ ઝાડોના છાંયા હેઠળ આરામ લીધેલો હતો. પહાડોની શોકકારક ચુપકીદી ફકત માખીઓના ગણગણાટ અને લકડકોરોના અવાજે તોડતી હતી.

" નેફતાલી " મસજીદની છેક નજદીકના ઝુંપડાં તરફ ફરી મુલાં બોલયો, કે જે બારણા આગળ જીન સાથે તઇયાર એક ઘોડો ખડો રહેલો હતો.

આ સાંભળી કુમકડી દહાડીનો અને પાપાકથી લગભગ અરધી ડોક છુપાવેલો એક સીરકેસીયન બાહેર આવયો.

" હું બે ઘોડેસ્વારોને જોઉં છું." મુલ્લાંએ બોલવું જારી રાખયું " તેઓ ગામની સરહદ બાહેર નીકળી જતા જણાય છે."

" એઓ યાહુદી યા તો આરમીનયનો હોવા જોઇએ. " નેફતાલીએ વીચાર જણાવયો " કરકસના ખયાલે તેઓ ભોમયા વગર જાય છે, લેકીન તેઓએ હમણા જે રાહ ધરી છે તે તેમની ગરદન લચકાવશે. છેછીનાના સઉથી સરસ ઘોડેસ્વારોજ એ રસ્તે જવાની હામ ભીડે."

" બેરાદર નેફતાલી, નહી ! " મુલાંએ ઉતર વાળયો " હું બે વખત પવીત્ર મક્કાંની હજે ગયો હતો અને તેથી યાહુદીઓ તથા આરમીનયનોને બરાબર પીછાની શકું છું. પેલા જતા બંને ઘોડેસ્વારો તેમાંના નથી. જો તેઓ યાહુદી યા આરમીનયનો હોય તો તેઓ ધંધાસર મુસાફરી કરતા હોવા જોઇએ, અને તેમ હોય તો સાથે સામાન પણ હોવો જોઇયે. પણ તું જવાન હોવાથી મારા કરતાં તારી આંખ વધારે તીક્ષણઃ માટે ધયાનથી જો. જયારે હું તારી માફક જવાન હતો ત્યારે પા ફરસંગ દુરથી રશયનના પોશાકપર કેટલાં બટન છે તે પણ ગણી શકતો હતો અને જયારે હું કુકરપર નેમ તાંકી બંદુક ફોડતો તો તે કદી ચુકતી નહી હતી. ફરસંગો દુરથી હું ઘોડા તથા ભેંસોને પીછાની શકતો હતો, પણ હમણા તેવું કાંઇ નથી" એટલું બોલી મુલ્લાંએ નીસાસો નાખયો.

નેફતાલી તરતજ એક ઉંચી જગયા પર ચઢી ગયો અને ઘણા ધયાનથી પેલા બે ઘોડેસ્વારોને તપાસવા લાગયો.

"ગરમી ઘણી છે અને મુસાફરી થાકવનારી હોવી જોઇયે." મુલ્લાંએ કહયું, "એ મુસાફરોને આશાયસ લેવા અહીં બોલાવ કે જેથી તેના ઘોડાઓ પણ આરામ લે. કદાચ કાંઇ નવી ખબર એઓ જાણતા હશે. પવીત્ર કોરાન દરેક મુસાફરની પરોણાગત કરવા ફરમાવે છે."

" પવીત્ર કોરાનના શબદો આ પહાડી જગયે પેવસ થયા તે આગમચ પણ દરેક મુસાફર અહીં બેધડક નીરાંતથી આરામ લેતો અને પરોણાગત ચાખી ખુશીથી પોતાની મુસાફરી ચાલુ કરતો. " નેફતાલીએ ઉતર વાળયો " લેકીન આ બંને મુસાફરો મને શકમંદ લાગે છે. ગામમાં પેસવાને બદલે તેઓ જાણી જોઇ શા માટે પોતાના જીવના જોખમે ઉજડ વેરાન જગયા પસંદ કરે છે ? "

" જરા સબુર ! " મુલ્લાં હાજી સુલેમાને તેને બોલતો અટકાવી કહયું " છેલા ઘોડેસ્વારના પાપાક નીચેથી બાલનાં ગોળ ગુંછળાં હું જોઇ શકું છું. "

"તારૂં કહેવું બરાબર છે ! " નેફતાલીએ ટીકી જોયા પછી ઉતર વાળયો " એ કદાચ રશયન હશે, જો નહી હોય તો શીહતારતારો હશે, જરા થોભો ! એના બાલના ગુછળાંની થોડીવારમાં હું બરાબર ખબર લઇશ. સુલેમાન ! આધા કલાકમાં તો હું અહીં પાછો ફરીશ. એ અરસામાં તેઓ આપણા પરોણા દાખલ થશે, યાતો અમોમાંથી કોઇ નીચેની ખીણમાં ગરક થશે."

એટલું બોલી નેફતાલી બંદુક ખાંધે મારી તઇયાર ઉભેલા ઘોડાપર ઝડપમાં બે

સી ગયો અને ખડકોની અને ખાડાઓની દરકાર કરયા વગર તે જવા લાગયો. તેની પુઠે ધુલારૂં અને નાના પથરાઓ તથા કાંકરાઓ ફડાફડ ઉડતા હતા.

"અલ્લાહ અકબર !" હાજીએ મગરૂરીથી ગુરગુરીની નળી પાછી મહોંમાં મેલી જણાવયું.

## પ્રકરણ ૯ મું.

### બે મુસાફરો.

થોડા વખતમાં નેફતાલી પેલા અંજાણ ઘોડેસ્વારોને જઇ મળયો, તેઓએ "બાચલીક" થી ચેહરાઓ ઢાંકેલા હોવાથી તે તેમને પીછાની શકયો નહી.

થોડો વખત સુધી તો તે તેમની પુઠે પુઠે જવા લાગયો, પણ રસ્તો જેવો પોહોળો આવયો કે એકાએક ઘોડો દપટાવી તેમની આગળ નીકળી જઇ, ઘોડાને ફેરવી તેમનો રસ્તો ઘેરી ઉભો.

"સલામ અલયકુમ !" તેણે ભરેલી બંદુક જીનપર ગોઠવતાં જણાવયું.

બેમના આગલાએ પોતાના ચહેરા પરનો "બાચલીક" (બુરકો) ઝડપમાં પોતાના હમનબરદને જોવા ઉંચકી તરતજ પહેરી દીધો.

"અલયકુમ સલામ !,' તેણે પણ પોતાની બંદુક છુટી કરતાં જણાવયું.

"અલ્લાહ તમારી મુસાફરીમાં તમારો બચાવ કરે !" નેફતાલી બંદુક બરાબર કરતાં બોલયો:

"અને ખુદા તને જયાદા અકલ બક્ષે કે જેથી મુસાફરોનો રસ્તો ઘેરી તેમને હેરાન નહી કરે," બખતર પેહેરેલા શખસે પાવડાપર ઉભો રહી જણાવયું, "લેકીન બેરાદર !.તું શું માગે છે ?"

"મારા પરોણા દાખલ તમોને એસતે કમાલ લેવા આવયો છું. અહીં એવો રેવાજ છે."

"મહેરબાની ! બેરાદર ! મહેરબાની ! લેકીન અમો કાંઇ પરવારતા નથી. વખત અમોને જીવતોલનો છે."

"તમે ભોમયા વગર આ રસતે જાવો છો તો ખુબ સંભાળમાં રહેજો !" નેફતાલીએ સલાહ આપી.

"ભોમયો" ? પેલાજ ઘોડેસ્વારે હસી ઉતર વાળયો "કોકેસસમાં ભોમયો ? તમારા સઘળા ભોમયા કરતાં હું વધારે જાણું છું. માટે બેરાદર ! અમોને જવા રસ્તો ખુલ્લો કર ! રસ્તામાં કાંઇ તારૂં મકાન આવયું નથી અને વળી તારી સાથે ગપા મારવા જેટલી અમોને ફરસદ નથી,"

"તમારાં નામો જાણયા વગર હું તમોને જવા દેનાર નથી." નેફતાલીએ ઉતર વાળયો.

"નેફતાલી ! અલ્લાહ પાસે દુવા માગ કે હું તારા પેદરને બરાબર પીછાણું છુ અને તે મારી તરફથી લડાઇમાં ઘણી વેળા લડયો હતો. પણ તારા પેદર સાથની મારી પીછાન તથા માન છતાં મારા મારગમાંથી અબઘડી દુર થા, નહીતર તારી લાસપર કાલે તારી માદર વીલાપ કરશે. બેઅકલી બેટા રસ્તે જતા રાહદારીઓને અટકાવી તું તેમની સાથે મારામારી કરવા માગે છે કે જે વખતે તારા પેદરના હાડકાંઓ રશીયન મેદાનમાં રવડતાં પડયાં છે અને કોઝાક અબળાઓ તારા પેદરનાં હથયારો બાઝારમાં વેચે છે ! નેફતાલી ! સાંભળ ! 'તેરેક'ની પેલી તરફ તારો પેદર ગઇ કાલે રશયનેને હાથ મારયો ગયો છે : હવે હું કોણ છું તે તું જો જાણવાજ માંગતો હોય તો જો મારો ચેહરો !"

"સુલતાન અકમેઠખાન !" પોતે જે ખબર હમણાં સાંભળી હતી તે તથા મુસાફરનો કરડો ચેહરો જોઇ ધુજતાં તે પોકારી ઉઠયો.

"હા ! હું અકમેઠખાન છું !" તે શાહજાદાએ જણાવયું "લેકીન નેફતાલી ! આટલું યાદ રાખજે કે જો તું કોઇની આગળ એક સુખન વટીક બોલશે કે 'મેં આવારીઆના ખાનને જોયો છે !' તો તેનો ફીનો તારાં ફરજંદાન ફરજંદપર ઉતરશે."

નમીને નેફતાલી એક બાજુ થઇ ગયો, જયારે બુરક પેહેરેલા પેલા બંને ઘોડેસ્વારોએ મંજલ પાછી ચાલુ રાખી.

## પ્રકરણ ૧૦ મું.

### અમાલતની કળાપીટ.

નેફતાલીને છોડયા પછી બંને ઘોડેસ્વારોએ ચુપકીદી એખતયાર કીધી. બંનેનાં મ

ન દલગીરીભરી યાદથી ભરપુર હતા. પેહેલા ઘોડેસ્વારને તો નેફતાલી સાથે આપણે ઓળખી ગયા છીયે. તેની સાથનો બીજો કોઇજ નહીં પણ અમાલત બેગ હતો. બંનેના પોશાકોપરથી લડાઇમાંથી થોડુંકનાજ તેઓ ફારેગ થયલા દીસતા હતા. તઓ હારી નહાસતા હતા, પણ અકમેઠખાનના હોઠોપર તે વીશે તદન તુચછકાર જનાતો હતો, બલકે તીરસકારથી તે મુછમાં હસતો હતો.

અમાલત બેગ તો થાકથી તદન આજેજ થયલો દેખાતો. તે કદાચજ આસપાસ નજર ફેંકતો અને વારંવાર વેદનાથી પોતાનો જખમી હાથ એંચતો. તેના ઘોડાને એવી હાડમારીની ટેવ નહીં હોવાથી થાકી ગયલો જણાતો હતો.

"પેલાનું નોતરૂં તેં શા માટે ના પાડયું ?" અમાલતે જખાં ખોલી. "એક બે કલાક આપણે આરામ લઇ શકતે."

"મારા પયારા અમાલત ! તું નાદાનની પેઠે વાત કરે છે." અકમેઠે ઉતર વાળયો "તારતારોપર તું હાકમી ભોગવનાર, તે તું શું આ પહાડી રહેનારાઓને પણ તારી રઇયત જેવાજ સમજે છે કે ? કીસમત આપણીપર રૂઠયું છે; આપણે હારી ગયા છીયે અને દુશમનો આપણી પુઠે લાગેલા છે. રશીયન બંદુકોથી તારા અને મારા મળી સો બહાદુરો ભોંયે પછડાયા છે. અકમેઠખાનનો ચહેરો હમેશાં ફતેહના સેતારા દાખેલ ગણાતો આવયો છે તો તેજ હાર ખમેલો ચહેરો શું છેછેનોને દેખાડવા માગે છે? એક દેશનીકાલ દાખેલ તું શું મને તેમની હજુર જવા કહે છે? મારે મોંહથી મારી શરમ તું શું પુકરાવવા માગે છે? એક ભીક્ષુકની પરોણાગત ચખાવવા શું તારો એરાદો છે? અકમેઠખાન પરથી છેછેનોનો વીશ્વાસ હાલ તરત ઉઠી ગયલો હોવો જોઇયે. અકમેઠનો સેતારો હાલ નમેલો છે; કીસમત તેનીપર રૂઠયું છે. ફકત વખત તેના આંસુઓ સુકાવશે, અને તયારેજ અકમેઠખાન પાછો આગલા જોધા જેવો તેમની હજુર ખડો રહી હટફાટ કરવા તથા કુફરોની ખુનરેજી કરવા તેમને ઉશકેરશે. આજે આ પડતી હાલતમાં જો હું છેછેનો હજુર જાઉં તો તેઓ બરગસતે સેતારા દાખેલ મને વીચારશે; મારૂં કદાચ અપમાન કરશે અને તું જાણે તો છે કે અપમાન કદી હું સાંખી શકતો નથી; અને તેમ જો બને તો રશયનોપર કીનો લેવાનો મારો ઠરાવ કદીપણ પાર પડે નહી, માટે આવા બહાદુર જંગીઓ સાથે ફોકટમાં ટંટો કરવામાં મજાહ શી ? કાલે આપણ મારાં મકાનમાં પુગી જઇશું અને તારા જખમોની સારવાર તયાં પુરતી રીતે થશે; તેટલાં હીમત પકડ."

ઉપકારની લાગણી સાથે અમાલત બેગે પોતાનો હાથ છાતીપર મેલયો. ખાનના શબદોમાં તેને સંગીન માવો માલમ પડયો, પણ લોહીના વહેવાથી તે નબળો પડતો હતો.

ગામડાંઓની દુરથી રહેતા તેઓ પોતાનો મારગ કાપયા જતા હતા. રસ્તામાં તેઓએ પોતા સાથે લીધેલા થોડાક રાંધેલા ચોખા અને મધ ખાધું, અને ખડકોની વચે રાત પસાર કીધી. સચેરતી નજદીક કોઆસઉ નદી પર નાખેલા પુલ તેઓએ પસાર કીધો, અને અંડે, મઉલીનસ અને ડા૦ સાલટાહોઉરની ટોંચ એક પછી એક પસાર કીધી.

"અલ્લાહો અકબર !" જયારે તેઓ એક અતી ઉંચી ટોંચપર જઇ પુગયા કે જયાંથી આખું આવારીઆ દીસતું હતું ત્યાં આવી પહોંચતાંજ અમાલત બોલયો. પણ તેજ વેળા તેનો ઘોડો તદન આજેજ થયલો જણયો: તેના મોંહમાંથી લોહીની ધારા ધસી આવતી જણાઇ. આ આજેજ થયલાં અસીલ જાનવરપરથી નીચે ઉતરવામાં અમાલત બેગને અકમેઠે મદદ કીધી. સેજ વારમાં ઘોડો મડદું થઇ જમીનપર રગડોળાયો.

આ વખતે અમાલત પોતાના દુખારાને રડતો નહી હતો; તે પોતાના આ અસીલ જાનવરના મોત માટે વીલાપ કરતો હતો.

પોતાના બંને હાથોમાં મોંહ મેલી તે રડપીટ કરવા લાગયો, જયારે ખાન તેના હાથપરનો જખમ પાછો બાંધવામાં રોકાયો.

'અકમેઠ ! મને મરવા દે ! આ દુનયામાં મારે માટે સુખ સરજેલું નથી. હું નાતવાન છું. આ દુનયામાં વધુ વખત જીવવાની મને હોંશ પણ નથી. જા ! સલામ અલયકુમ !'

"અમાલત ! આવી રીતે બોલતાં તુંને શરમ નથી આવતી ? એક જખમ તે શું ? એક અસપ તે શુ ? તારો જખમ એક અઠવાડયામાં રૂઝાશે; તારા ઘોડાને બદલે તેના કરતાં સરસ ઘોડો મારે ત્યાંથી તુંને મળશે, દુ:ખ અલ્લાહ તરફથી આવે છે; સુખ માટે પણ આપણે તેનાજ આભારી છઇએ.

આવી જવાનીમાં દુખ માટે રડવું એ એક અજીમ ગુનાહ છે. મારા ઘોડાપર સવાર થા. હું એને લગામ પકડી રાત અગાઊ મારે મકાને લઇ જઇશ, ચાલ! દરેક પળ કીમતી છે."

"વખત મારે માટે હવે કીમતી નથી." અમાલતે ઉતર વાળયો "તારી ભાઇસમાન સંભાળથી હું તારો આભારી છું, પણ હવે વધુવાર તેનો હું ગેરઉપયોગ કરનાર નથી. આ પણને હજી ઘણે દુર જવાનું છે, અને મારે માટે શા સારૂ તારો જીવ તું જોખમમાં નાખે? માટે હું ફરીથી કહું છું કે મારા નસીબપર મને છોડી દઇ તું બેધડક દોડી જઇ તારો કીમતી જીવ બચાવ."

"અમાલત! તાવની ઝુમમાં આ સઘળું બકબકે છે. આપણા બેશીઓનો પણ તારે વીચાર કરવો ઘટે છે. ખરૂં છે કે તું તારી બાયડીથી કંટાળેલો છે, લેકીન આપણો ધરમ શું બીજી ત્રણ કરવા પરવાનગી આપતો નથી? તું તારા સસરાને ધીકારે છે, લેકીન તેના વારસાને તો તારે ચાહવો જોઇયે કે જે ભવીષમાં તુંને મોટી હકુમત ભોગવનારો સ્વતંત્ર શાહજાદો કરશે. મરણ પામેલા આદમને દોલત અને સતાની જરૂર નથી: મોતમાં ગીરફતાર થયલું આદમ કાંઇ કીનો લઇ શકતું નથી; અને હજી તો તુંને રશયનોપર કીનો લેવાનો છે, માટે હીમત પકડ! મરદાને મરદ પાછો થઇ જા. આજે રશયનો ફતેહમંદ છે; કાલે વરતારા પ્રમાણે આપણીજ પેઠે તેઓ શીકશત ખમશે. અલ્લાહ સુખ આપે છે. લેકીન આદમોએ પોતેજ તે હાંસેલ કરવા મેહેનત કરવી જોઇયે. તું જખમી અને નાતવાન બનયો છે, લેકીન હું તો હજી મજબુત જોરાવર છું. અમાલત! મારા ઘોડાપર સવાર થા અને ઉંચે આકાશમાં પેલું ગરૂડ પક્ષી ઉડે છે તે જો એનીજ પેઠે આપણી કાલની હાર માટે આપણે રશયન લાશોપર હવે પછી આપણી ફતેહનો ઝુંડો ફડફડાવીશું."

અકમેઠના આ રસીલા બોલોથી અમાલતના ચહેરાપર ખુશાહાલી પંથરાઇ; નીરાશી ગુમ થયલી જણાઇ.

"અકમેઠ! તારૂં કહેવું બરહક છે." તે બોલયો "હા! કીનો! પયારો કીનો! મારાં હઇયાંને હવે ઝળઝળાવે છે! અકમેઠ! માનજે કે ફકત કીનાને માટે હું જીવવા માગું છું! આજથી હું તારો છું; મારા પેદરની કબરના નામથી હું તેમ કહું છું. આજથી તું કહે તેમ ચાલવા તઇયાર છું; જો કોઇ વેળા આ વીસરી જાઉં તો મારા માથાંપર ઉડતાં ગરૂડ પક્ષી, મારા મરણ પામેલા ઘોડા અને મારા જખમી હાથની યાદ મને આપજે. જો હું ઉંઘમાં ગીરફતાર થયલો હોઇશ તો આ યાદથી પાછો જાગરૂત થઇશ, અને વીજળીની પેઠે મારૂં ખંજર ઝમઝમશે. હા! કીનો! કીનો! કીનો! તું કેવો સરબતી છે?"

---

## પ્રકરણ ૧૧ મું.

---

### બંદુકોના બાર.

અમાલત બેગમાં કીનાનો સાપ સજાગરૂત થયલો જોઇ અકમેઠે તેને છાતીસે ચાંપયો. મક્કારે આદમો હમેશા પોતાની મતલબ સાંધવાની હોય તયારે હમેશા ત્રાજાને પોતાનું હથીયાર કરે છે, અને પોતે ખસતાં જઇ સઘળો તમાસો ખુશાહાલીથી જોયા કરે છે. તેમજ અકમેઠના બાબમાં હતું. જાણે અમાલત નાનું બાળક હોય તેમ અકમેઠે તેને ઉઠાવી પોતાના ઘોડા પર મેલયો.

"તારામાં હવેજ હું અમીરી લોહી પાછું જોઉં છું. હું પવીત્ર કબુલાત આપું છું કે જે સઘળી કબુલાત મેં તુંને આપી છે તે બોલે બોલ બજાવીશ." અમાલતને ટેકો આપી ચલાવતાં અકમેઠે જણાવયું.

તેઓના પગોની નીચેથી ઝીણા પથરો અને કાંકરાઓ નીચે ઢળણપર ગબડવા લાગયા. આખરે તેઓ ઝાડ પાનથી લીલી કંજર બનેલી જગયાએ સલામત જઇ પહોંચયા. અહીં કુદરતે જાણે પોતાની સઘળી મેહેરબાની ખાલી કીધેલી હતી. કોઇ કોઇ વેળા ઝાડઝાંખરીઓમાંથી રસતો કહાડવો તેમને માટે મુસીબતભરયું હતું. કેટલીક વેળા લીલથી બાઝેલા ખડકોપરથી જવું પડયું હતું, જેમની નીચે ઝરાનાં પાણીઓ સેજ હવાથી ચળકાટ આપી રહયાં હતાં. જાણે તે જગયા બાગેબેહેસ્તનો ખયાલ આપતી હતી. એક નાની ટેકરીથી ખુરઝુકને છુટાં પડેલાં અખક ગામડાની નજદીક આપણા બંને મુસાફરો આખરે આવી લાગયા; અહીં તેઓને બંદુ

કોના બારના આવાજો સંભળાયાથી ઘણી આતુરતાથી તેઓ થોભયા.

"માશલ્લાહ! અરે એ તો મારા પોતીકા શેકારીઓ છે," અકમેઠ બોલી ઉઠયો. "આ વખતે અને વળી આવી હાલતમાં તેઓએ મને જોવાની આશા રાખી નથી. ખુરઝુકમાં હું ઘણા આંસુઓ અને અતી ખુશહાલી લઇ જાઉં છું." એટલું બોલી તેણે ડોક નમાવી એક નીસાસો મેલયો. તેના ભવાંપર કાળાશ જામી નીકળયો, લેકીન ધીમે ધીમે તેના અંતકરણનો સારો ખવાસ તેની પર કાબુ ધરાવતો જણાયો.

એક, બે, ત્રણ અને છેલાં ધડોધડ બંદુકોના અવાજો સંભળાવા લાગયા.

"રશયનો ખુરઝુક આવી પહોંચયા." અમાલતે વીચાર જણાવયો, અને તરતજ મયાનમાંથી પોતાની શમશેર તેણે ખેંચી કહાડી. ઘોડાની લગામ મજબુત પકડી, પણ તેના જખમી હાથમાંથી તલવાર નીચે ભોંયપર પડી ગઇ: તે ઉંચકવાની તેની શકતી અત્યાર આગમચ ગુમ થઇ હતી. પોતાનામાં જે બાકી જોર હતું, તે કામે લગાડી ઘોડાપરથી નીચે ઉતરવાની કોશેશ કરતાં તે બોલ્યો, "અકમેઠ" તારા જાત ભાઇઓની મદદે દોડી જા. સો ઘોડેસવારો કરતાં તારી એકલાની હાજરી વધુ કીમતી છે."

પણ અકમેઠખાન કાંઇ ઘોડેસવાર થયો નહી. બંદુકોના આવાજો ઘણા ધયાનથી સાંભળવા લાગયો. આવાજ પરથી તે કાંઇ નકી કરવા માગતો હોય તેમ જણાયું.

"એઓ કઇ બાજુથી આવયા હશે?" તે પોકારી ઉઠયો "શું જંગલી બકરાઓના તેઓ પગો છે યા ગરૂડની પાંખો તેઓ ધરાવે છે? સલામ, અમાલત! મારા કીલ્લામાં હું મરવા જાઉં છું" પણ તેજ વેળા એક ગોળી તેના પગ આગળ આવી પડી.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### લડાઈમાં અબળાઓ.

પગ આગળ આવી પડેલી ટોટી અકમેઠે ઉપાડી લીધી અને તપાસી તે બોલ્યો "બેરાદર અમાલત! સુખેથી પાછો ઘોડાપર સવાર થા. રશયન ટોટીઓ સીસાની બનાવેલી હોય છે–આ તો ત્રાંબાની છે. આ મારો જાતભાઇ દક્ષીણ તરફથી આવયો છે, કે જયાંથી રશયનોથી અવાય નહી."

ખુરઝેકની ટેકરી હવે તેઓએ ચઢવી જારી કીધી. ટોંચપર આવતાંજ નીચે તેઓએ ખાસું લડાઇને લાયક બોહોળું મેદાન દીઠું, જેને અકમેઠખાનના કીલાના બે મીનારાઓ સણગારતા હતા. બે સામસામી ટોળીઓ અકેક સામે લડતી હતી, જ્યારે બુરકા વગર અબળાઓ પોતાનાં બાળકોને હાથમાં લઇ તથા વીખરાયલે ચહેરે લડાઇ કરવામાં મશગુલ થયલાઓને ઉશકેરતી હતી.

આ દેખાવ અમાલત તો અજાયબીથી દંગ થઇ જોતો ઉભો, પછી તેણે સવાલની ઢપે પોતાના સોબતી તરફ જોયું.

"એ તું શું જોય છે?" અકમેઠ હસી જણાવયું "એ તો અમારામાં સાધારણ રેવાજ છે. ખોલ્લાં મેદાનોમાં રહેનાર એક આદમને જો બીજા સામે વેરભાવ હોય છે તો બંને સાથે મળતાં ખંજરનો ભોગ એક જણ થાય છે અને સઘળું વીસરી જવાય છે. લેકીન પહાડી મુલકમાં રહેનારાઓ જુદી રીત અખત્યાર કરે છે. આ મારામારી પણ તેજ કીસમની છે. કાંઇ અતી નજીવા કારણથી આ સઘળું સળગયું છે. કદાચ એકાદ ગાય કોઇએ તફડાવી હશે. અમારામાં ચોરી કરવી એમાં શરમ ગણાતી નથી, પણ ચોર દાખેલ જો તે સપડાઇ ગયો તો તે ખેજાલત ગણાય છે. અમાલત! આ અબળાઓની હીમત પર આફ્રીન કર! અકમેઠ જરા બુરજપર ચહડી બોલયો "ટોટીઓ તેમના કાન આગળથી પસાર થાય છે, મોત તેમના શીરપર ભમે છે અને એ સઘળાંને તેઓ તુચછકારી સેહ છે. યા અલ્લાહ! ફકત શેર મરદોનીજ એવી માદરો અને ઝોરૂઓ હોય? એઓને જો કાંઇ અકસમાત થાય તો તે દલગીરીભરયું થઇ પડે. ખુદાએ મને અણીની ધીક ઉપર અહીં મોકલ્યો છે." એટલું બોલી તેણે પોતાની બંદુક હાથમાં લીધી, અને ટોંચની છેક ઉંચે આવેલા એક ખડક પર ઉભો રહી હવામાં તેણે બંદુક ફોડી.

અણધારેલી રીતે અને વેગળેથી આ અવાજ સાભળી લડનારાઓએ અજાયબીથી તે તરફ નજર ફેરવી, પોતાના ડાબા હાથથી બાચલીક નીચે કીધી.

બંને બાજુથી એકી વેળા ખુશહાલીના પોકારો થયા; કારણકે તેઓએ એકમેકને પીછાનયા.

"બેગદરો!" અકમેઠે બુમ પાડી "તમારો દારૂગોળો અને ટેટીઓ રૂસ માટે રહેવા દેવો. એક પણ હવે વધારે નહી. કાલે તમારો વાંધો સમજી હું તેનો ચુકાદો આપીશ."

પણ આ હોકમની કશી જરૂરજ નહીં હતી. બંને બોરડુવાળાઓ પોતપોતનો વાંધો ભુલી જઇ પોતાના સરદારને માન આપવા ચરસાચરસી કરવા લાગયા. મરદો અને ઓરતો સઘળાં સામટાં "અલ્લાહ અકમેઠખાનને લાંબી જીંદગી બક્ષે" પોકારતાં તેને એસતેકબાલ લેવા ધસયાં. એનું નામ તે ફીદાગીરી! એનું નામ તે ખરી લોકપ્રીયતા! પઇસાવાળાં તથા મોભાવાળાં થવાથી કાંઇ કીરતીમાં વધારો થતો નથી યા તેમની કાંઇ લોકપ્રીયતા દેખાતી નથી.

"તમો લોકની ફીદાગીરી માટે હું ઘણો ખુશી છું." અકમેઠે જણાવયું "પણ આજે હું માહરા જખમી થયલા એક દોસ્તને લઇ આવયો છું, જેને સારવારની અતી જરૂર છે. એની તરફ તમો મદદનો હાથ લંબાવો અને મારાં મકાને લઇ ચાલો."

અને અમાલત! તેની આંખયો મીચાવા લાગી; તેની સમજશકતી ગુમ થતી જણાઇ.

અકમેઠની ભલી રઇયતે લડાઇની તરતજ ફારેઘ થયલી બંદુકો અકેક સાથે ભેળવીને પલંગ જેવો આકાર કીધો અને તેની પર દોસ્ત અને દુશમનોએ પોતપોતાનો મતફેર ભુલી જઇ બઉરકાઓ પાથરયા અને તેનીપર અમાલતને ઘણી સંભાળથી મેલી પોતાના સરદારના મકાને લઇ ચાલયા. પાછો પોતાના ઘોડાપર સવાર થઇ અકમેઠે પોતાના કીલારૂપી મકાનની રાહ ધરી.

અકમેઠખાનની કીમતી નરમ સેતરંજીઓપર અમાલતને મેલવામાં આવયો. અમાલતે પોતાની સુધ તદન ગુમાવી દીધી હતી.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### સારવાર કરનારી પુતળી.

છેક બીજે દીને જખમી થયલો અમાલત થોડી ઘણી હુશીઆરીમાં આવયો. હવામાં ઉડતી રજકણો મીશાલ તેના ખયાલો એકબીજા સાથે કુસતી ખેલતા હતા. તેને કાંઇ પણ સુરતા રહી નહી; તેને કાંઇ પણ દુખારો જણાયો નહી. મોતનો દેવ જો તેનીપર અજલની ટેપ મારતે તો તે તેને મનસે સરખુંજ હતું. તોપણ આ હાલત લાંબો વખત સુધી ટકી શકી નહી.

બીજે દીને ભર બપોરના જયારે સઘળા નોકરો બંદગીમાં ગીરફતાર થયલા હતા, જ્યારે તબીબી પોતાના દરદીને તપાસી ગયો હતો અને ખાન પોતે આગલા દીવસની કબુલાત પ્રમાણે પેલી ભાંજગડનો ચુકાદો આપવા ચોગાનમાં ગયો હતો, ત્યારે બીમાર અમાલતને ખયાલ ગયો કે કોઇનાં ધીમાં નાજુક પગલાં ઓરડામાં બીછાવેલી સેતરંજી પર પડઘા પાડતાં હતાં.

શું છે તે જોવા તેણે કોશેશ કીધી. અતી મેહેનતે તેમાં તે ફતેહ પામયો. તો એક મહારોખસાર જેવી ગુલનાર પોતાની ભર જવાનીના જોબનમાં હસતી રમતી કુદતી અણીઆળાં નાક, પરવાળાં જેવાં લબ, હંસ જેવી ડોક, કાજળ જેવી આંખો, વલવલ થતી કાળી ભમર, બાલોનાં લાંબાં ઝુલફાં અને પરી મીશાલ મુખડા સાથે એક રૂપાના પયાલામાં હકીમે આપેલી દવા નામતી તેની નજરે પડી. અમાલતનું માથું અતી સંભાળથી તેણીએ પોતાના હાથમાં ઉંચકયું, તેને સહેજ ઉંચકયો.

અને અમાલત વધુ કાંઇ જાણી શકયો નહી; તે કાંઇ વધુ જોઇ શકયો નહી, તેની આંખયો પાછી મીંચાઇ ગઇ અને તેના સરવે ખયાલો એકજ ચીજપર એકઠા થયા. અતી આતુરતાથી તે સાંભળવા લાગયો. જે પ્રમાણે પંખેરૂં પાખ ફફડાવે તેમ તેણીના પોશાકનો આવાજ તેને સંભળાયો. ફકત પંખેરૂ ઓરડામાંથી નાસી ગયું હતું.

ઓરડામાં પાછી તદન શાંતી ફેલાઇ અને જખમી થયલા બીમારે પાછી પોતાની ચશમો ઉઘાડી તો કાંઇ નહી જોયું. "મેં ખવાબ તો નથી દીઠો?" કરી તે બડબડયો. પણ તે પોતાને ઠગતો હતો.

સોળ વરસની ભરતીમાં અમનચમન કરતું પેલું માણસાઇ પંખેરૂં કોઇજ નહી પણ અકમેઠખાનની દીકરી હતી. એ પહાડી મુલકોમાં વગર પરણેલી અબળાઓ નેમહના ગાંઠથી જોડાયલી ઓરતો કરતાં વધુ છુટાપણું ભોગવે છે, જોકે તેમનો ધરમ તેથી ઉલટોજ બોધ આપે છે.

પણ આ રેવાજ કરતાં પણ વધુ છુટા પણું અકમેઠખાનની આ એકપુરી બેટી ભોગવતી હતી, તેના પેદરની તે અતી લાડકી હતી, ઘટતા અંદાજામાં ગમે તેટલી છુટ તેનો પેદર તેણીને બક્ષતો હતો. ટુંકમાં મતલબ એટલીજ કે પોતાની બેટીની પાક હોરમત જળવાય અને નીંદાનો ભોગ નહીં થઇ પડે તેટલો અંદાજો રાખી રખાવીને તેણે તેણીને છુટ બક્ષી હતી.

અતયાર તુલીક તેણીનો પેદર પોતા જેટલા મોભાવાળા કોઇને પણ પરોણા દાખેલ પોતાના મકાનમાં લઇ આવયો નહી હતો. ઘણા પરોણાઓ આવતા જતા હતા, પણ તેઓ વીશે તેણીએ મુદલ ખયાલ કીધો નહી હતો, લેકીન આગલે દીનથી કાંઇ અજબ લાગણી શરીરમાં થતી તેણીને જણાઇ. આગલે દીને પોતાના પેદરને ભેટતી વેળા તેણીએ પોતા સામે એક નવજવાન ખુબસુરત શખસને બેશુધ હાલતમાં મુકેલો જોયો હતો. પહેલાં તો તેણી ગભરાઇ ગઇ, પણ જયારે તેણીના પેદરે તેણીને જણાવયું કે, અમાલત બેગ તો તેમના પરોણા તરીકે હતો તયારે તેણીએ મધુર માયાની મીઠી નજર તે જવાન તરફ ફેંકવી શરૂ કીધી. તયાર પછી જયારે હકીમે આવી તપાસી જણાવયું કે ફકત અતી લોહી જવાથી કમતાકાતને લીધે અમાલતની આ હાલત થઇ પડી હતી તયારે આ નાજનીનના દીલમાં દયાનો ઝરો પુર ઝડપથી ઝરફવા લાગયો. શું તબીબ ભુલ તો નહી કરતો હોય? ઝખમકારી તો નહીં હોય? જખમ કાંઇ નાનો સુનો નથી? આવા વીચારો મનમાં રમતા રાખી તે બીછાને ગઇ. આખી રાત ખવાબમાં તેણીએ આ નવજવાન ગબરૂ દેખાવના જખમી પરોણા વીશે સ્વપનાં જોયા કીધાં.

બીજે દીને તેણીને લાગયું કે તેણીએ આખી રાત બેચેનીમાં કાઢી હતી. ખાન પોતાના બેશુધ પરોણાના ઓરડામાં હતો: માટે પેદરને મળવાને મશે તે પેલા ઓરડામાં પેઠી લેકીન બીમારની આંખયો તો બંધજ હતી. અમાલતની આંખયોની કીકી જોવા તે તલબગાર હોવાથી બપોરના પાછી ફરી.

અમાલત એકલો હતો. પણ દીલકશ શાહજાદીની નજર તેણીપર પડતાંજ તેણે આંખો બંધ કીધી હતી. બીચારી દલગીર થઇ. બીમારની આંખો ઘણી આકરષણવાળી હોવીજ જોઇયે. પોતાની આખી ઉમરમાં આ પહેલીજ વેળા તે આ વેહેંજામાં ઉતરી હતી. બીમારની આંખોને ઠેકાણે બે કોહીનુરો હોવા જોઇયે.

છેક સાંજે ઓરડામાં દવા પાવા પાછી ફરતાં તેણીએ આખરે પોતાની જીજ્ઞાસા પુરી પાડી. ખરેખર આંખો તેણીને તમામ ખલકતમાં સઉથી સરસ માલમ પડી. પણ હજી બીમારનો સાદ સાંભળવાનો હતો. તે બુલબુલ સરખો મીઠો મધ હોવો જોઇયે. પયારને વશ થયલી ઓરતમાં એક પછી એક કેટલી બધી જીજ્ઞાસા ઉતપંન થાય છે?

---

## પ્રકરણ ૧૪ મું.

### પયારનું પેહેલું પગલું.

કાંઇપણ કરી બીમારનો સાદ સાંભળવો તો જોઇયેજ. પોતે જે મનપર લીધું હોય તે કંઇ ઓરત કરયા વગર રહેતી નથી.

તોપણ અકમેઠખાનની એકપુરી બેટી સુલતાના સાદી હતી; તેથી તેના શબદો પણ સાદા લેકીન મીઠાશના માવાથી મધુર હતા. બીજી ઓરતોના જેવા ફરેબથી તે ભરપુર નહી હતા; કીના કપટથી તે વેગળા હતા. કીના કપટ તથા તુંદાઇ એ બધાં એકજ ઓવારેનું છે; દરેકને એકેક વગર ચાલતું નથી; બાહેરથી મીઠાશ બાતેનમાં ઝેર.

સુલતાના સાદી હતી; એટલે એના શબદો પણ તેવાજ હતા.

"તમો કેમ છો?" તેણીએ પુછયું.

"ઠીક છું!" જરા નબળાઇ છે. અમાલતે ઉતર વાળયો.

"અલ્લાહ તમોને જલદીથી તનદરોસ્તી બક્ષે." તેણીએ જરા ગુંચવાઇ ઉતર વાળયો.

"તનદરોસત થઇને પણ શું કરવાનું સુલતાના! સુખી ઘડીમાં મોત પણ મધુર છે, હમણાના જેવી સુખી ઘડી કદાચજ મળે.

સુલતાના તેના શબદોની સમજ સમજી શકી નહી, પણ તેની ચશમોએ તેણીને કાંઇક ખયાલ આપયો. તેણીના ચહેરાપર ગુલાબી રંગ પ્રગટી નીકળયો, અને શાંત પડી રહેલા બીમારને ઇસારત કરી ગભરાઇને તે ઓરડામાંથી બાહેર નીકળી ગઇ.

પયારનું આ પહેલું પગલું હતું. પુત ળીનું આ પહેલું બીજ હતું. કુદરત એજ રીતે એક બીજાને સમાગમમાં લાવે છે.

રાતના તે નીંદ્રામાં લીન થયો, એવી આશાથી કે ખવાબમાં તે સુલતાનાનો રૂપા ળો ચેહેરો જોયા કરે. તેણીને ખરેખરી હ સતી બોલતી જોવાની પુર આશામાં તે સહ વારના ઉઠયો. તેનામાં અતી ઝડપથી શકતી આવવા લાગી.

આ બંને જવાનોએ પયારના નામને દોસ્તી દાખલ ઓળખવા શરૂઆત કીધી. અ કમેઠખાન વારંવાર આવાચી ખાતે જતો આવ તો અને તે વેળા આ બંને જણાં એખલાં પડતાં. બંનેના પયારથી તે જાણીતો હતો પ ણ પોતાની મતલબ સાધવા ખામખા આડક તરી રીતે ઉતેજન આપતો. તેણીએ વળી અમા લતને કહયું પણ હતું કે તેમનો ધરમ ચાર બાયડી કરવાની પરવાનગી આપતો હતો. વળી અમાલતને પોતાની પેહેલી બાયડીપર નજીવો જેવો જે પયાર હતો તે બીનાથી પ ણ તે વાકેફ હતો. તરકોવસકીના આમકલના વારેસ અમાલત બેગનો જો તે સસરો થાય તો રશયનો સામે જંગ મચાવવા તેને કેટ લું બધું સહેલું થઇ પડે તે તે જાણતો હ તો. તેની મોટામાં મોટી મુરાદ ફકત રશય નોપર કીનો લેવાની હતી. કીનો! કીનો! કીનો! એજ તેનો મુદ્રાલેખ હતો.

ઉનહાળો પસાર થયો, જેટલા વખત માં અમાલત અને સુલતાના વચે ધાડી દો સ્તી બંધાઇ હતી. બંને અકેકના મુખમાં નચીંત હતાં.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### વાઘને માટે તઈયાર.

આપણે કહી ગયા તેમ ઉનહા ળો પસાર થયો. એક દીવસે સ હવારના એક ભરવાડ થરથર કાંપતો ખા ન આગળ હાજર થયો. જંગલમાંથી એક વાઘ નીકળી આવી એક ઘેટું ઉપાડી ચાલયો ગયો હતો. ભરવાડે આ બનાવ સઘળા નો કરોના દેખતાં ખાનને કહયો.

"આપણે સઘળો હેવાલ સાંભળયો." ખાને જણાવયું, "આ વાઘને મારી નાખે એવો કોઇ છે? જો હોય તો તેણે મારી સ મક્ષમાં સરસ બંદુક લેવી અને જો વાઘ ઠાર થાય તો તે બંદુક તેની પોતીકી મતા થશે."

"હું જઇશ," ખાનના એક નોકરે ઉતર વાળયો, જે નેમ તાંકવામાં એક્કો ગ ણાતો હતો.

ખાન પાછો મકાનમાં દાખલ થયો અ ને જે બનાવ બનયો હતો તે અમાલત તથા સુલતાનાને કહયો. પણ બંને આશક માશુક પોતાનાં પયારમાં એટલાં તો મસ્ત હતાં કે કોઇએ તેની ઝાઝી કનવાર કીધી નહી.

બીજે દીને સહવારના પેલો નોકર પા છો ફરયો નહી, તેને બદલે ભરવાડનો એક નાનો છોકરો હાજર થયો.

આ છોકરાના જણાવયા પ્રમાણે પેલો નોકર આગલી સાંજે વાઘનાં પગલાં જોતો આગળ વધયો હતો. બીજે દીને પહોર ફાટ યા અગાઉ જે રસ્તેથી વાઘ ઘેટાંને પકડવા આવતો હતો ત્યાં છુપાઇ તે ઉભો. પણ વા ઘ કાંઇ આવયો નહી; ઘણે દુરથી ફકત તે નો પોકાર સંભળાતો હતો. આગલું ઘેટું વાઘ તદન સફા કરી નહી ગયલો હોવો જો ઇએ. વાઘને નહી આવતો જોઇ વાઘની શો ધમાં જવા નોકરે ઠરાવ કીધો. તેણે જંગ લમાં આશરે પા કલાક ચાલુ મુકયું નહી હશે તેટલાં છોકરાએ બંદુક ફુટવાનો અવા જ સાંભળયો, તયાર પછી વાઘની બરાડ અ ને છેલાં તદન ચુપકીદી પંથરાઇ ગઇ હતી. છોકરો એક કલાક સુધી ખોટી થયો પણ જંગલમાંથી નોકરને બાહેર નહીં નીકળે તો જે બનયું હતુ તે કહેવા તે ખાનને તયાં આવયો હતો. નોકર મારયો ગયો હતો. એ માં તો કશો શક નહીં હતો. સઘળાંઓએ ત્રણ દીવસ સુધી નોકરના આવયાની રાહ જોઇ હતી.

ચોથે દીને વાઘે પાછો દેખાવ દીધો અને એક બીજું મેંઢું ઉપાડી તે લઇ ગ યો. આ જંગલી જાનવરના નવી તપાસથી ગભરાટ ઉપજયો.

એવું બનયું કે જે વેળા ભરવાડનો છોકરો આ નવી ખબર આપવા આવયો હ તો, તયારે સુલતાના બારી આગળ મેલેલાં ઝાડોના કુંડાંઓમાં પાણી સીપતી હતી. તે ણીએ એ બીના સાંભળી અમાલત આગલ જઇ તેણીએ હેવાલ કહયો. આગલા હેવાલ પર અમાલતે મુદલ ધયાન આપયું નહીં હ

તું, પણ સુલતાનાએ જેવો હેવાલ પુરો કીધો કે અકમેઠ ઓરડામાં આવયો.

"અમાલત તું શું ધારે છે?" તેણે સવાલ કીધો.

"વાઘને જેર કરવા હમેશાં હોંશ રાખતો હતો, અને હવે મને એ તક મળી છે, તેથી અલાહનો ઉપકાર માનું છું. વાઘ સાથે હું મારૂં નશીબ અજમાવીશ," અમાલતે ઉતર વાળયો.

હસ્તાં મોંહ સાથે ઉભેલી સુલતાના ફીક્કી પડી ગઇ. તેણીએ અમાલતપર નજર નાખી. પોતાનો આશક આટલો હીમતવાન જોઇ તેણી ખુશી થઇ. પણ જોખમનો ખયાલ આવયાથી તેજ વેળા દલગીર થઇ.

"એક વાઘ કાંઇ દાઘેસ્તાનનું ડુક્કર નથી." અકમેઠે ડોકું ધુણાવી જણાવયું.

"જો એ કયાં ભરાયલો છે તે કોઇ મને દેખાડે તો ડુક્કર યા વાઘ મારે મનસે સરખાંજ છે," અમાલતે ઉતર વાળયો.

"વાઘની ભરાઇ બેસવાની જગયા મોતનું મકાન છે." અકમેઠે કહયું.

"તમે શું એમ ધારો છો કે, દાઘેસ્તાનનો દેશી હીમતમાં કમ હોય છે?"

અકમેઠે હસીને પોતાનો હાથ લંબાવયો.

"દાઘેસ્તાનનું સંગીન પોલાદ વાઘને જેર કરે એવી દુવા હું માગું છું. તું કયારે જવા માંગે છે?

"આફતાબ ગુમ થાય તેની બે કલાક આગમચ."

"જેવી તારી મરજી!" અકમેઠે કહયું "હું તારે માટે ભોમયો શોધી કાઢું છું."

"તે તઇયાર છે." બંને જણાની પીઠ પાછળ અવાજ સંભળાયો.

## પ્રકરણ ૧૬ મું.

---

### બે પારધીઓ.

અવાજ સાંભળી અમાલત તથા અકમેઠ પાછળ ફરી જોયું, તો તેઓએ નેફતાલીને જોયો.

"માસલ્લાહ! તું છે કે?"

"હા! મને ખબર મળી કે આપનું એક મેંઢું વાઘ ઉપાડી ગયો એટલુંજ નહી, પણ વાઘે તમારા એક નોકરને મારી નાખયો. તેથી મારા પેદરના દોસ્તને દેખાડવા આવયો છું કે નેફતાલી બચાએ પહાડી રસ્તાઓમાં મુસાફરોને અટકાવવાનો પેસો અખત્યાર કીધો છે, એટલુંજ નહી પણ વાઘની સામે પણ તે ખડો રહે છે. વાઘને મારી નાખવા હું અહીં આવયો છું."

"હું ઘણો ખુશી છું." અમાલતે જણાવયું, "પણ તમે ઘણા મોડા આવયા છો."

"કાં?" જવાન છેછીનાએ સવાલ કીધો "આપણે બંને મુસાફરી કરીશું અને બંને વાઘ સામે કમર તંગ કરીશું. મારા પેદરનો બેટો તમારા જેવા એક અમીર સાથે ચાલવા મગરૂરી લે છે. અકમેઠખાનને પુછો."

"મારાં સાહસ કરમોમાં હું કોઇને ભાગીદાર કરતો નથી." અમાલતે મગરૂરીથી જણાવયું.

"તમને કોઇની મદદની જરૂર નથી એ તો સરવ જણા જાણે છે." અકમેઠે સુચવયું, "લેકીન પોતાની ખુશીથી રંજમાં ભાગ લેવા જે તઇયાર થાય તેની માગણી નામંજુર કરવાનો તારો હક નથી. મારી સલાહ તો એ છે કે નેફતાલીની મદદ તારે કબુલ કરવી. બે બહાદુર આવારીઆઓની પેઠે સોગંદ ખાવો અને અલ્લાહ તમોને ફતેહ બક્ષશે."

અમાલતે સુલતાના તરફ નજર કીધી. બંનેની નજર એકત્ર થઇ. હીમતવાન દાખલ તે નેફતાલીને પીછાનતી હતી; તેથી નેફતાલીની માગણીથી ખુશી થયલી જણાઇ.

"જેમ તમારી મરજી" અમાલતે જણાવયું, અને નેફતાલી તરફ પોતાનો હાથ કબાલા માટે લંબાવયો.

આવારીઆ અને છેછીનાના રહેવાસીઓમાં એવો રેવાજ છે કે, જો બે જણા કાંઇ ધાસ્તીભરયું કામ ભાગમાં માથે ઉઠાવે તો તેઓએ કોરાનપર સોગંદ લઇ જણાવવું કે, ગમે તેવા જોખમ છતાં તેઓએ એકબીજાને મુસીબતની વેળા છોડી દેવા નહી. જો બેમાંથી એકાદ એ સોગંદનો ભંગ કરતો માલમ પડે તો એક ઉભા ઉંચા ખડકપર તેને લઇ જઇ આંચકો મારી નીચે ગબડાવી મારી નાખવામાં આવતો.

બંને સોબતીઓ મસજીદમાં ગયા, સોગંદ લીધા અને મુલ્લાંએ બંનેના હથયારોપર દુવા ચાહી.

સાંજને સમે બંને જોધાઓએ ભેગી મળેલી ઠઠની ખુશહાલી વચે જંગલ તરફ જવા શરૂ કીધું.

"બંને યા તો તમો બંનેમાંથી એક પણ નહી" અકમેઠે પોકાર મારી જણાવયું.

"યા તો અમે વાઘનું ચામડું લાવી શું યા તો અમે જીવ ખોઇશું" બંને શેકારીઓએ ઉતર વાલ્યો.

સુલતાનાને છેલ્લી સલામ કરવાનો વખત અમાલતને મળયો નહી હતો, લેકીન ખાનના મકાનના સઉથી ઉંચા મીનારાપર ઉભી રહી પોતાના હાથમાંનો રેશમી રૂમાલ ફડફડાવી સુલતાના પોતાના આશકને છેલ્લી સલામ કરતી હતી. જયાંસુધી બંને શેકારીઓ ટેકરીપર નજરથી ગુમ થયા ત્યાંસુધી તેણીએ રૂમાલ હીલવયાજ કીધો.

કહેવાની જરૂર નથી કે, બંને શેકારીઓમાં અમાલત છેક પાછળ જતો હતો અને તેથી ગામને જોનાર પણ તેજ છેલ્લો હતો.

બીજો દીવસ પસાર થયો. તે દીવસે કાંઇ ખબરની આશા રાખવામાં આવી નહી હતી.

ત્રીજો દીવસ પણ પસાર થયો અને રાત પડી. સાંજને સમે બુઢાઓ રસ્તાપર રાહ જોતા કંટાળયા. તેઓએ કાંઇપણ દીઠું નહી.

આ સઘળા દીવસોમાં આખાં પુરઝુક ગામમાં તથા તેની આસપાસ બધે ફકત આ બે જવાન શેકારીઓનીજ વાત પ્રસરી રહેલી હતી: સઘળાંઓ આતુર થઇ રહેલાં હતાં; પણ એ સરવમાં સુલતાના અતી ઘણી આતુર અને દલગીર હતી. મકાનની બાહેર જરા ગડબડ થતાં ધડકતી છાતી સાથે તે બારી આગળ દોડી જતી અને નીરશ થયેલાં જીગરે પાછી ઓરડામાં ફરતી. વાઘનો જખમ કેવો હેય છે, વાઘ કેવી રીતે હુમલો કરે છે વગેરે તરેહવાર સવાલો તે પોતના પેદરને પુછતી, અને દરેક વખતે "બીચારા મારયા ગયા હશે" કરી બડબડતી.

ચોથો દીન! હા! આતુરતથી કેટલો ભરપુર? દલગીરીમાં કેટલો ડુબેલો? લોકની દયાથી કેટલો ભરાયલો? જીજ્ઞાસાથી કેટલો પુર?

---

## પ્રકરણ ૧૭ મું.

---

### નેફતાલીનો હેવાલ.

ચોથે દીને મધયાન બપોરે ફીક્કા ચેહેરાનો એક જવાન ફાટાંતુટાં કપડાંમાં અને લોહીના ડાઘા સાથે, થાકેલો અને ભુખયો ગામના પેહેલાં મકાનમાં દાખલ થયો.

તે નેફતાલી હતો.

તરતજ લોક તેની આસપાસ ભેગું મળયું અને તેને સવાલોપર સવાલો કરવા લાગયું.

નેફતાલીનો હેવાલ આ મુજબ હતો:—

"જે સાંજે અમો પુરઝુક છોડી ગયા, તેજ સાંજે અમે વાઘનાં પગલાં શોધી કાઢયાં. પણ રાત પડયાથી પગલાં પ્રમાણે આગળ ચાલવા બની શકયું નહીં. તેથી શોધનું કમ બીજે દીને સહવાર પર મુલતવી રાખયું.

અમારેથી સો કદમ દુર એક ગુફ મારા જોવામાં આવી, તેમાં દાખલ થવનું બાકોરૂં નાનું હતું. હું એ ગુફાથી જાણીતો હતો. અમે અંદર દાખલ થયા અને એક મોટા પથરથી બાકોરૂં બંધ કરી અમારા બઉરકા પાંથરી અમો સુતા, બીજે દીને સહવારના અમો જાગી ઉઠયા તો એક મોટી ગરજના ટેકરીપર અમોએ સાંભળી. અમે તરતજ ઉભા થય, બંદુકો બરાબર હતી કે નહી, તે તપાસી ખાતરી કીધા પછી અને ખંજરો સહેલાઇથી પટામાંથી બાહેર તરતજ નીકળી આવે છે યા નહીં તે તપાસ્યા પછી અમો બાહેર નીકળ્યા. જેમ જેમ અમો જંગલમાં પેવસ થતા ચાલ્યા, તેમ તેમ રસ્તો વધારે અને વધારે સાંકડો અને ગીચ ઝાડીવાળો થતો ચાલ્યે; લેકીન વાઘનાં પગલાં અમોને બરાબર પ્રગટ દીસ્તાં હતાં; સુકાઇ ગયલા લોહીનાં ખાબોચ્યાં, ભાગેલાં હાડકાં, માંસના લોચા અમોને ખુલ્લા જણાવતા કે આ ઠેકાણે વાઘનો રસ્તો હતો. વધારે આગળ વધતાં એક માણસના બે હાથ ચુંટયા પીખ્યા વગર એમના એમ પડેલા અમોને માલમ પડયા, કે જે બેશક અકમેઠખાનના નોકરના હોવા જોઇએ.

આ વાત તો જાણીતી છે કે માંસ ખાનારાં સર્વ મોટાં જંગલી જાનવરો કદી પણ હાથને અડકતાં નથી, જે જંગલી જાનવરોપર માણસાઇ હકુમત ખોલ્લી દેખાડે છે. તેઓ જાણે માણસને માન આપે છે.

અતી ઘણી સંભાળથી તંતોસ્તા તંતોસ્તા અમો આગળ વધયા; સબબ વાઘની વધુ નજદીક અમો જતા હતા એ ખોલ્લું હતું.

એકાએક અમો એક નીચી ખોલ્લી જગયા આગળ જઇ પહોંચયા, જે સુફેદ હાડકાંઓથી ભરપુર હતી. જે પ્રમાણે એક બીલ્લી એકાદ લાકડાની દડી સાથે રમે તે પ્રમાણે માણુસની ખોપરી સાથે એક વાઘ રમતો હતો.

મારાં મગજમાં મગરૂરીનો કીડો ચવરી આવયો અને મારો સોબતી મારી નજદીક હતો યા નહી, તેની કશી જુસ્તેજો વગર વાઘને મારે હાથે ઠાર કરવાના ઉમંગમાં મેં મારી બંદુક ટાંકીને ફોડી. નેમ બરાબર લાગી યા નહી તે હું જાણુતો નથી, લેકીન ધુંવો તદન ઉડી ગયો તેની વચમાં એક પીળો ચમકાટ મારા દીઠામાં આવયો અને તેજ વેળા મારાં શરીરપર જાણે શીહા–અલબરૂઝ પહાડ ગગડી પડયો તેમ લાગયું. એ સીવાય બીજું કશું મારા જોવામાં આવયું નહી. બંદુક ફુટવાનો એક આવાજ અને એક પોકાર સીવાય બીજું કશું મારા જોવામાં યા સાંભળવામાં આવયું નહી.

હું બેશુધ થઇ ગયો હતો. આ હાલતમાં હું કેટલો વખત પડી રહયો હોઇશ તેની મને સુરતા નથી. જ્યારે પાછી મેં મારી આંખો ખોલી ત્યારે સહવાર પડી ચુકલી મને જણાઇ. આફતાબનાં કીરણો પુર તેજથી પ્રકાશતાં હતાં. સરવ ઠેકાણે ચુપકી હતી. મારા હાથમાં હજી મારી બંદુક ધરેલી હતી. મારેથી દશ કદમ દુર અમાલતની બંદુક બે ટુકડા થઇ પડેલી હતી.

પથરો લોહીથી રંગાયલા હતા, પણ તે કોણુના લોહીથી, તે હું જાણી શકયો નહીં. વાઘ યા અમાલતનું તે લોહી હતું? હું જ્યાં પડેલો હતો, તેની આસપાસનાં સઘળાં કુમળાં ઝાડો જડમુળથી ઉખડી ગયલાં મને જણાયાં. આ ઠેકાણે જીવપર આવી કેવી ઝુમબેસ થઇ હશે તેનો તરતજ ખયાલ કોઇને પણ આવે, અને તે છતાં મને કોઇ પણ આદમ યા વાઘની લાસ જણુઇ નહી.

મારામાં જે સઘળું જોર બાકી રહયું હતું તેથી મેં અમાલતને બુમો પાડી, લેકીન તેનો કાંઇ પણ ઉતર મને મળયો નહી.

વાઘના પગલાંને આધારે તેની તથા અમાલતની શોધમાં જવા મેં ઠરાવ કીધો, લેકીન હું એટલો તો નાતવાન થઇ ગયો હતો કે સો વારને છેટે ચાલયા પછી થાકથી હું તદન આજેજ થયલો હતો. હવે શું કરવું તેના વીચારમાં હતો, તેટલાં એકાએક વીચાર આવયાથી મારાં મનમાં આશા ઉતપંન થઇ, તે એ કે વાઘને મારી નાખી અને મને મારયો ગયલો ધારી કદાચ મારો સોબતી ખુરઝુક પાછો ફરયો હોય. મારી સઘળી શકતી એકઠી કરી ગામમાં આવવાનો રસ્તો મેં પકડયો, અને આખરે અહીં આવી પુગયો. વારૂં તમે મારા સોબતીને દીઠો છે?”

“નહી!”

“ત્યારે તો હું છુંદાઇ ગયલા સાપ મીસાલ અહીં આવયો છું. તમારા હાથમાં મારી જીંદગી છે. તમોને જે વાજબી લાગે તે કરો. તમો જે પણ ચુકાદો આપશો તેને હું આધીન થઇશ. મોત માટે જો હું લાયક ગણાઇશ તો બડબડાટ વગર હું તે સહન કરીશ. જો તમો મને મારી જીંદગી બક્ષશો તો હું તમોને દુવા દઇશ. એક આદમ જે સઘળું કરી શકે તે મેં કીધું છે અને અલ્લાહ મારો સાહેદ છે.”

સાંભળનારાઓમાં બડબડાટ શરૂ થયો. કેટલાકો નેફતાલી પર આરોપ મેલવા લાગયા; કેટલાકો તેની તરફદારી કરવા મંડયા; પણ સરવ તેની દયા ખાવા લાગયા.

લોકમત એ હતું કે અમાલતને છોડી દઇ નેફતાલી નાસી આવયો હતો અને પોતાનો વાંક છુપાવવા આ સઘળું તેણે જોડી કાઢયું હતું, અને પવીત્ર કોરાન પર લીધેલા કસમને બેઇમાન થયો હતો.

તેના જખમો તપાસતાં તે નજીવા જેવા જણુયા. વાઘની તરાપ શું તેને આટલો બધો વખત બેશુધીમાં રાખે? વળી બીજી બીના પણ જાહેર થવા લાગી. અમાલતની આગમચ સુલતાનાનો આશક નેફતાલી હતો, જોકે સુલતાના તેને ઝાઝું કોડું આપતી નહી હતી. વળી તે અમીરી ખાનદાનનો પણ નહી હોવાથી તેને અતયાર તુલીક એ બાબદમાં સીકસત મળી હતી. અદેખાઈનો મારયો નેફતાલીએ કાં નહી અમાલતને મરવા છોડી દીધો હોય? યાતો કાં નહી તેણે તેને ઠાર કીધો હોય? જયારે એક આદમના મગજમાં પાપી વીચાર પેવસ થાય છે ત્યારે તે શું તે મકમપણે દાબી નાખે છે? એવો તો જવલેજ કોઇ નીકળે છે.

"ચાલો! આપણે એને અકમેઠ ખાન હજુર લઇ જઇએ. અકમેઠખાન જ એનો ચુકાદો આપશે." આખરે લોકમત આ મુજબ હતું. અતી ઘોંઘાટ કરતાં સરવ નેફતાલીને ખાનના કીલ્લારૂપી મકાન આગલ લઇ જવા લાગવાં.

---

## પ્રકરણ ૧૮ મુ

### ચુકાદો.

બુમો સાંભળી સુલતાના બારી આગળ દોડી ગઇ. ઠઠમાં તે અમાલતને જોઇ શકી નહીં; ફકત નેફતાલી તેના જોવામાં આવયો. નેફતાલી એકલો હતો. તેણીના મગજમાં પણ પાપી વીચાર પેવશ થયો. તે ચોગાનમાં દોડી ગઇ, કે જ્યાં તેનો પેદર બીજે બારણેથી દાખલ થયો હતો અને લોક નેફતાલીને લઇ દાખલ થયું હતું.

ખાનને જોઇ નેફતાલી નમયો.

"બોલ." અકમેઠે ફરમાવયું.

નેફતાલીએ પાછો પોતાનો હેવાલ કહયો, જે આપણે ઉપર જાણી ચુકયા છીએ. એક પુતળાંની પેઠે હાલચાલ કરયા વગર સુલતાના અતી આતુરતાથી દરેક શબ્દ સાંભલવા લાગી.

"હીચકારા!" અકમેઠે વીચાર જણાવયો "એટલું ઠીક છે કે તું એક આવાર નથી પણ છેછીન છે."

"મારા પેદરના કસમથી હું જણાવું છું કે મેં જે હેવાલ હમણા કહયો તે સચ્ચાઇથી ભરપુર છે." નેફતાલીએ જણાવયું "અકમેઠખાન! હવે તમે ગમે તે મને પુછો."

"તારા સોબતી સાથે નહી તો વાઘના ચામડાં સાથે પાછું ફરવાના તેં કસમ લીધા હતા." અકમેઠે યાદ આપી "એ કસમનો તેં ભંગ કીધો છે તારે મરવું જોઇએ.

"કયારે" નેફતાલીએ પુછયું.

"હું તને ત્રણ દીવસની મેહતલ આપું છું, જેટલા વખતમાં શોધખોળ કરવામાં આવશે. એ ત્રણ દીનમાં જો અમાલત બેગ માલમ નહી પડશે યા તારૂં નીરદોશપણું સાબેત નહી થશે તો તારે મરવું પડશે." ત્યાર પછી ભેગી મળેલી ઠઠ તરફ ફરી અકમેઠ બોલયો "મેં એને ત્રણ દીનની મેહતલ આપી છે. એ વખતમાં કોઇએ એને તાણો મારવો નહી યા એની ઠઠા કરવી નહી યા એનું અપમાન કરવું નહી. ફકત જો એ નાસી જવા કોશેશ કરે તો કુત્તાની પેઠે એને ઠાર મારવો." ત્યાર પછી નેફતાલી તરફ ફરી બોલયો "મહમદઅલીના લડકા, તારો પેદર જે શીક્ષા તને કરતે, તેજ સજા મેં પણ તને કરી છે."

"એને અહીંથી લઇ જાવો" અકમેઠ પોતાના નોકરો તરફ ફરી બોલયો "તમારાં શીર એની જીંદગી માટે જવાબદાર છે." તયાર પછી પોતાનો પાપાક આંખવેર ખેંચી પોતાની બેટી સુલતાનાને કહયું "ચાલ બેટી! અંદર ચાલ! જો આપણે અમાલતને જીવતો નહી લાવીશું, તો તેના મોતનો કીનો લેવામાં આવશે."

નેફતાલીને કીલ્લાના કેદખાનામાં લઇ જવામાં આવયો. કેદખાનામાં દાખલ થતા જ નેફતાલી પોતાના કીસ્મતને રડવા લાગયો ને તયાર પછી કોરાનના શબ્દો બાંગે બુલંદ પોકારવા લાગયો.

---

## પ્રકરણ ૧૯ મું.

### કીસ્મત.

લડાઇમાં જતા હોય તેવી રીતે વીસ હથયારબંધ ઘોડેસ્વારો અમાલત બેગની શોધમાં તેજ દીવસે નીકળી પડયા.

જો અમાલત જીવતો મળી નહી આવે અને મરણ પામેલો જણાય, તો કાંઇ નહીં તો તેનાં હાડકાં મેળવી ભણતર ભણાવી દાટવા અકમેઠે પોતાની ફરજ વીચારી હતી.

પોતાના કોઇ સરદાર યા દોસ્તને રશયનોના હાથમાં સપડાઇ ગયલો જોઇ આ લોકો યાહોમ તેને બચાવવા ધસી જતા અને તેમ કરતાં જો જાન જાય તો તેની કશી દરકાર કરતા નહી હતા. કેટલીક વેળા પોતાના મરણ પામેલા સોબતીની લાસપર લડતા લડતા ઢગલો થઇ મરણ પામવામાં માન ભરેલું સમજતા હતા.

સુલતાના પાછી પોતાના ઓરડામાં ગઇ. બાહેરથી તેણી તદન શાંત હતી: તેણીએ કશી ફરયાદ કીધી નહી—કાંઇ રડી નહી.

પણ તેની માદરે જયારે વાતચીત કરવા માંડી ત્યારે તેણીએ ઉતર વાળયો નહી. પેદરની ગુરગુરીની ચીંગારી તેણીના પોશાક પર પડી તે બળવા લાગયો તેની પણ તેણીને સુરતા રહી નહી. પહાડો પરથી સખત તુફા

ની પવન ફુંકવા લાગયો પણ તેણી ઉઘાડે માથેજ હતી. તેણીના શરીરમાં તરેહવાર લા ગણીઓ એકબીજા સામે અથડતી હતી. ખાનની બેટીની મગરૂરી સુલતાનાના પયાર સાથે લડત કરતી હતી; એ બેમાં કોણની ફ તેહ થશે તે અટકળી શકાતું નહી હતું. પ યાર નીચે શર નમાવશે કે મગરૂરી?

તેણીએ આખો દીવસ પસાર કીધો. ફ કત રાતના તેણીએ એકાંતમાં રડી પોતાના જીવને ખલાસી આપી, તેણી બારી આગળ જ ઇ બેઠી; પણ તેણીનો આશક જણાયો નહી; કાંઇ સનસારો વટીક માલમ પડયો નહી. ફક ત કોહલાંઓની ચીચયારીઓ સંભળાતી હતી, જેમાં ગુડુરડાયની ટોંચ પરથી પડતો પાણી નો ધોધ પોતાના સાદને મીશ્ર કરતો હતો.

આ ધોધના આવાજે તેણીને એક વીચા ર સુચવયો. એ ધોધ નજદીક એક અસલ ખંડયેર હતું, જયાં વારંવાર અમાલત સાથે તેણી જઇ બેસ્તી હતી, અને કુદરત ની લીલા નીહાળતી હતી; તેણીની નોકર સ કીના હમેશાં સાથે આવતી હતી.

"મારા પયારા અમાલત! કાલે તારા વગર હું ત્યાં જઇશ." સુલતાના બડબડી.

કોહલાંઓની ચીચયારીઓથી કંટાળી તે ણીએ બારી ઢાંકી દીધી અને પલંગપર પડી.

બીજે દીને સહવારે તેણીએ સકીનાને તેડી અને ખંડયેર આગળ જવા ચાલુ મુકયું. ત્યાં આગળ જઇ પોહોંચતાંજ પાકાં કરવંડાં વીણી લાવવા તેણીને હોકમ કીધો, અને ખં ડયેરના મીનારા પર જઇ બેઠી. બેધયાનપણે તેણી આસપાસનો દેખાવ જોવા લાગી.

એકાએક કોઇનાં ભારી પગલાંનો આ વાજ તેણીએ સાંભલ્યો, તેણીએ ડોક ઉંચે કીધી અને જે દેખાવ તેણીની નજરે પડયો તે જોઇ તે થરથરવા લાગી. તેણીની સનમુખ એક આદમ લોહી તથા કાદવથી ખરડાયલો આવી ઉભો હતો, તેણે પોતાના શરીર આસપાસ વાઘનું ચામડું વીંટાળેલું હતું, જે હવે તેણે જમીન પર પછાડયું.

સુલતાનાની પેહેલી ચીચયારી બીકથી હતી; બીજી ચીચયારી ખુશહાલીની હતી.

ધુળ, કાદવ અને લોહીથી ખરડાયલો તેનો પયારો અમાલત વાઘની ચામડી ઓઢી તેણી હજુર આવયો હતો.

ખબકતનો ખીઆલ ભુલી જઇ તે તેની છા તીએ વળગી પડી અને ખુશહાલીનાં આંસુઓ ખેરવવા લાગી. બીજા હાથપર અમાલત પણ રડ વા લાગયો. જે પ્રમાણે ફુલપરથી મધ માખી રસ ચુસે તે પ્રમાણે તેના લબો સુલ તાનાના લબો સાથે મળી ગયા. કાંઇ પણ શબ્દ બોલયા વગર તેઓ એકબીજાં પ્રત યે જે લાગણી ધરાવતાં હતાં તે ખુલી કર તાં હતાં.

"સુલતાના! ત્યારે તું મને ચાહે છે?" અમાલતથી રહેવાયું નહી તેથી બોલી ઉઠયો.

"અલ્લાહ અકબર! શું તુંને એ વી શે શક છે?" તે તેનેથી જરા દુર ઉભી ર હી બોલી, "પયાર? હા, એ શબ્દે મને કેટલી ચીંતા કરાવી છે?"

"પયારી! દુનયામાં એના જેવો એક પણ મધુર શબ્દ હશે નહી." અમાલતે જ ણવયું "સુલતાના!" આફતાબ પયાર છે; વસંત રૂતુ પયાર છે; ફુલ પયાર છે."

"અમાલત, સાંભળ!" સુલતાનાએ કહયું "વરસેકપર મોટી ચીચયારીઓ પાડતી એક ઓરત બુરકા વગર અને લોહીથી ઝર ઝરતી રસતામાં મારા પગ આગળ આવી પડી. તેની પુઠે એક શખસ હાથમાં ખંજ ર ઉપાડી આવયો હતો. હું કીલમાં નાસી ગઇ, પણ મને એમ લાગયું કે તે ઓરત મારી પુઠે આવતી હતી કેટલીક રાત સુધી મને મુદલ ઉંઘ અવી નહી, તેણીની ચીચયા રીઓ મારા કાનને અથડયાજ કીધી, અને તેણીનો લોહીયાર દેખાવ મારાં મનમાંથી મુ દલ ખસયો નહી. ત્યાર પછી આ કમભાગ યની ઓરતને શા સારૂ મારી નાખવા માં અવી હતી અને તેના ખુનીને શા સારૂ જીવતો છોડી મુકવામાં આવયો હ તો, તે માટે મેં સવાલ કીધા, જેના ઉતરમાં મને જણાવવામાં આવયું કે તે અબળા એ ક જવાનને ચાહતી હતી."

"અરે નહી! તે ચાહતી હતી તેને મા ટે નહી, પણ પોતાના આશકને તેણીએ ફ સાવયો તે માટે."

"ફસાવયો? એટલે શું? અમાલત! હું એની મતલબ સમજતી નથી."

"અલ્લાહ કરે ને તું કદી સમજે નહી. પણ વરૂં, સુલતાના! જે પયારથી તું મને ચાહે છે, તેટલાજ પયારથી તું કેઇ દીવસે કોઇ બીજાને ચાહશે કે?"

"કદી પણ નહી," સુલતાનાએ તરતજ ઉતર વાળયો, "એક બાબદ મેં જોઇ. તા

રી ગેરહાજરી દરમીઆન મારી ખાતરી થઇ છે કે હું તારા વગર જીવી શકવાની નથી."

"અને મને પણ, પયારી તેવીજ લાગણી થઇ હતી અને થાય છે."

આ વેળા સકીનાના પગલાંના અવાજો સંભળાવા લાગયા કે જેણી પાછી ફરી હતી.

પણ અમાલતને જોઇ તેને ભુત સમજી તેણીએ ચીચયારી પાડી, પણ પછી ઓળખી પુછયું "ત્યારે શાહજાદા! તમે હજી જીવતા છો."

આ શબદોથી બંને આશક માશુકની સુધ ઉઘડી. અમાલત માટે કાંઇ સુલતાનાજ ચીંતાતુર નહી હતી, પણ બીજાંઓ પણ હતાં, અને વળી નેફતાલી કેદખાનામાં નાહક સબડતો હતો, અને કોરાને શરીફના શબકો બાગેબુલંદ લલકારતો હતો.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### જંગી લડત.

ખાનના મકાને પાછા ફરતાં રસ્તામાં અમાલતે સુલતાનાને પોતાનો અહવાલ કહયો. નેફતાલીએ જે જણાવયું હતું તે તદન ખરૂં હતું. ત્યાર પછીની બીના આ મુજબ બની હતી :—

વાઘના હુમલાથી નેફતાલી જમીનદોસ્ત થતાંજ અમાલતે પોતાની બંદુક ફોડી, જે વાઘના નીચલાં જડબાંને લાગી. તરતજ વાઘે નેફતાલીને પડતો મેલયો અને પોતાના નવા હરીફ અમાલતપર ધસ્યો, જે પોતાના હાથમાંની બંદુકનો ઘોડો પાછો ચઢાવી તઇયાર ઉભો હતો. વાઘને પોતાની ઉપર છલાંગ મારતો આવતો જોઇ તે એક બાજુ ખસી ગયો અને બંદુકની નેમ તાંકી. વાઘની એક આંખમાંથી પસાર થઇ ટોટી તેના ભેજાંમાં પેવસ થઇ. દુખથી પીડાતો વાઘ જમીનપર આળોટયાં મારવા લાગયો. જાણે તે અપંગ અને ઘેલો બની ગયો હતો.

અમાલતે હવે બંદુક એક બાજુ ફેંકી દઇ બીજી લાંબી બંદુક નળી આગળથી ધરી અને વાઘ નજદીક જઇ જોરથી એક ફટકો તેના માથાંપર લગાવયો. બંદુકના બે ભાગમાં કકડા થયા.

જંગલી જાનવરે જાણે પોતાની હાર કબુલી અને તે નાસવા લાગયું. નેફતાલીની નેમથી તેનો એક પંજો જખમી થયો હતો, જયારે અમાલતની નેમથી તેનું નીચલું જડબું તેમજ આંખ ઉડી ગઇ હતી. આ હાલતમાં વાઘ જાણે વીજળીક ઝડપે નાસતો હતો. અમાલતથી તેની પુંઠે બરાબર દોડાયું નહીં. લોહીના ડાઘા તપાસતો તથા ચાલતાં ચાલતાં બંદુક પાછી તઇયાર કરતો તે તેની પુઠે જવા લાગયો. જે જે જગયે વાઘે દુખથી કાયર થઇ આળોટયાં મારયાં હતાં તે તે ઠેકાણેની જમીન આગળ લોહી વધારે બાઝયું હતું, અને નાનાં ઝાડો તદન ઉખેડી નાખવામાં આવયાં હતાં.

વળી કોઇ વખત દુખથી તે વાઘને લંગડ તો લંગડાતો જતો જોતો હતો. આ વેળા અમાલત પોતાની ઝડપ વધારતો, પણ વાઘને એ વીશે સનસારો જણાતાંજ દોડી જવાની પાછી કોશેશ કરતો હતો. આખો દીવસ આ પ્રમાણે નાસભાગ ચાલુ રહી. રાત પડી અને અમાલતને થોભી જવાની ફરજ પડી. અંધારાને લીધે તે કાંઇ વધુ કરી શકયો નહી.

વાઘની પુઠે દોડતાં તેણે પોતાનો બઉરકા, પોતાનો પાપાક, પોતાનો છઉકા વગેરે સરવ ભારી પોશાકની ચીજો જમીનપર ફેંકી દીધી હતી.

બીજે દીને સહવારના આંખયો ખુલતાં તેણે પોતાને ઠંડીથી અકડી ગયલો અને ભુખથી ભુખયોડાંસ થયલો દીઠો. દીવસના અજવાળાંથી તેણે વાઘના પગલાંની પુઠ પાછી પકડી. થોડીવારમાં તે તેને પાછાં જણાયાં.

અમાલત આગળ વધયો. ઘણે છેટે તે ગયો નહીં તેટલાં વાઘને પાછો હુમલો લઇ જવાની ઢપે તઇયાર ઉભેલો દીઠો. છટકવાનો કશો એલાજ નહી જોયાથી તે 'મારવું યા મરવું' એ નીયમપર ખડો ઉભો હતો. હળવે હળવે ફસડાતો તે અમાલતની સામે આવયો. પગોપર ઉભું રહેવાની તેની શકતી જતી રહી હતી એટલે છલાંગ મારવાનું બને તેમ પણ નહી હતું :— લોહીના વહેવાથી તે નતાવાન થયો હતો.

અમાલત પણ તેને સામો મળવા ચાલયો. દસ પગલાં દુર વાઘ થોભયો. તેની એક આંખ તો ગુમ થયલી હતી, લેકીન બીજી આંખ ધગધગતા આતશ મીસાલ રોશન હતી. હવામાં ફેંકેલા રૂપલપર પણ નેમ તાંકનાર અમાલત ધારેલી નેમ ચુકે તેમ નહીં હ

તું. તેણે નેમ તાંકી. વાઘની બીજી આંખ ફુટી ગઈ. વાઘે એક છલાંગ મારી. આ તેની છેલી જ છલાંગ હતી. પણ તે ઉંધે મસ્તક પડયો. એક મોટો પોકાર મારીને મુરદું થઇ, તે પટકા યો. અમાલત તરતજ તેનીપર કુદી પડયો. ભુખથી આજેજ થયાથી તેણે ખંજરની મદદથી વાઘની ગરદન આગળની ફસ ખોલી અને તેમાંથી જે ગરમ લોહીની ધાર ફુટી તેથી તેણે પોતાની તરસ છીમાવી.

તરસ છીમાવયા પછી તેણે છાતી ચીરીને તેનો નરમ માંસવાળો ભાગ કાચોને કાચો ગરમ ગરમ ખાધો.

આલજીરીઆના આરબો જયારે એકાદ સીંહ જબેહ કરે છે તયારે પોતાના બેટાઓને હીમતવાન બનાવવા તેનું લોહીયાર હઇયું ખવાડે છે. યુનાનીઓ પણ એવીજ મતલબથી ગરૂડ પક્ષીઓનું હઇયું ખાય છે.

ભુખ તથા તરસ છીમાવયા પછી અમાલત વાઘનું ચામડું ઉતારવા પછવાડે મંડયો. ખંજરની મદદથી તેમ કરયા પછી તે તેણે ઓઢણી દાખેલ પોતાના ખભાં પર નાખયું અને પછી આસપાસ જોવા લાગયો તો આફતાબ બુરજમાં જવાની અણીપર આવેલો હતો. એક ખડકપર તે થોડી વાર થાક ખાવા બેઠો. તેના માથાંપર ગગનમાં ગરૂડ પક્ષીઓ ઉડતાં હતાં.

રાત નજદીક આવેલી જોઇ તેણે સુકાં પાંદડાં તથા સુકી ડાળીઓ એકઠી કીધી અને બંદુક ફોડી દારૂગોળાની મદદથી તેણે બળતણ કીધું. વાઘના હઇયાં આગળનો ભાગ તેણે કાપી કાઢીને બળતણમાં ભુજયો અને રાતનાં ભોજન દાખેલ ખાધું. એ કામ તમામ થતાં વાઘના ચામડાંના વાળવાળા ભાગને પોતાના શરીર આસપાસ વીંટાળયો અને ઉંઘમાં ગીરફતાર થયો.

સહવારના જયારે તેની આંખ ઉઘડી ગઇ તયારે સુરયને પુર બહારમાં દરશન દેખડાવતો દીઠો. ખુરઝુક પશ્ચીમ દીશા ભણી આવયું હતું તે બીનાથી તે માહેતગાર હતો. તેને પાછી તરસ લાગવા માંડી, પણ વાઘનું લોહી તો હવે સુકાઇ ગયું હતું. ખંડેરમાંના સ્વચછ ઝરાની યાદ તેને આવી. તેણે પશ્ચીમ તરફ ચાલુ મુકયું.

જંગલની હદ આગળ જઇ પુગયો કે ખડકોની ઉપર સફેદ ધાબાં દાખેલ ખુરઝુક ગામને તેણે દીઠું.

સઉથી ટુંકે રસ્તે ટેકરી પરથી તે ઉતરવા લાગયો. ખડકો અને ટોંચો તેણે પસાર કીધી. આખરે અતી પયાસ છતાં ખીણમાં તે જઇ લાગયો.

ખંડયેર નજરે પડતાંજ તે તરફ દોડયો. ખંડયેરમાં દાખેલ થતાં શું બનયું તે તો વાંચનારને માલમ છે.

સુલતાનાને જોતાં તે ભુખ, તરસ, હેજગારી, નાતવાની સઘળું વીસરી ગયો. ફકત પયાર અને ખુદાનો આભાર તેને યાદ રહયો.

આ અહવાલનો જેવો છેડો આવયો કે ખુરઝુકનાં પહેલ વહેલાં ઘર આગળ તેઓ જઇ પહોંચયાં.

જેઓએ પેહેલાં તેઓને જોયાં તેઓએ ખુશહાલીના પોકારો કીધા, કે જે પોકારો બંદુકના આવાજની પેઠે સઘળે તરતજ પંથરાઇ ગયા. ખુરઝુકનાં સરવ રહેવાસીઓ પોતાનાં મકાનોમાંથી બાહેર નીકળી આવયાં અને "અમાલત બેગ! અમાલત બેગ!" પોકાર કરતાં તેની પુઠે આગળ વધયાં.

અકમેઠખાન આ વેળા પોતાના ઝનાનામાં હતો, તે પોકાર સમજી બાહેર નીકળી આવયો. બંને આશક માશુકને તે સામોજ મળયો. ગંભીર અને શાંત રહેવાને બદલે તેણે અમાલતને વધાવી લેવા પોતાના બંને હાથો પોહોળા કીધા. બંને જવાનો તેના હાથોમાં હરસથી જઇ પડયાં.

"પેદર! નેફતાલી તરફ આપણે ખોટું ગુમાન લઇ ગયાં." સુલતાનાએ ખોલાસો કીધો "તેણે જે અહવાલ કહયો તે સુખને સુખન સાચો હતો."

નેફતાલીને તરતજ છોડી મુકવા ખાને હોકમ આપયો. અમાલત સહીસલામત પાછો ફરયો તેની ખુશહાલીમાં એક બળદ અને દશ મેંઢાં જબેહ કરવાનો ખાને હોકમ આપયો અને તે ગામમાં વેંહેંચવા ફરમાવયું.

"નેફતાલી!" અકમેઠખાને જણાવયું "તને તદન વાજબી ઇનસાફ મળશે. જો તું મારી નોકરીમાં રહેવા માગતો હોય તો હું મારા સઘળા નોકરોનો તુંને ઉપરી નેમીશ."

"મહેરબાની! કરમ બક્ષેશ!" નેફતાલીએ ઉતર વાળયો: "લેકીન હું એક છેછીન છું: કાંઇ આવાર નથી. તમારાં મેં

ઢાંને ખાઇ જનાર વાઘને જેર કરવા હું અહીં આવયો હતો. હવે તે ફરજ પુરી થઇ છે: તેથી અકમેઠખાન ! સલામ આલેકુમ !" એટલું બોલી તે અમાલત આગળ ગયો. હાથ લંબાવી કહયું "સલામ ! જીવ યા મોત તુલીક."

"સહવારના સેતારા ! હમેશ એમ ઝળકાટ આપતાં રહેજો !" સુલતાના તરફ ફરી તે બોલ્યો, અને સરવેને નમી તેણે વીદાયગીરી લીધી. મગરૂરીના દેવે તેને સરદાર બનાવયો હતો. મગરૂરી ! મગરૂરી! મગરૂરી!

નેફતાલીના ગયા પછી અકમેઠ અમાલત તરફ ફરી કહયું: "અને હવે અમાલત બેગ ! ભલે પધારયા ! વાઘના શેકાર પછી ગરૂડનો શેકાર ! આવતી કાલે આપણે રશયનો સામે કુચ કરી જઇશું."

"અલ્લાહ ! અલ્લાહ ! વધુ કુચ અને વધુ મોત !" સુલતાનાએ દલગીરીથી જણાવયું "આ પહાડોપરથી લોહી વહેતું કયારે બંધ પડશે?"

"પહાડની નદીઓ અને ઝરાઓ જ્યારે ખીણોમાં સુફેદ દુધ રેડશે અને અલબરૂઝના શીખરોપર શેરડીઓ ઉગશે તયારે." અકમેઠે હસી ઉતર વાળયો.

---

## પ્રકરણ ૨૧ મું.

---

### લુટફાટનો પ્રપંચ.

ઇ૦ સ૦ ૧૮૧૯ માં જયારે ઉપર વરણવેલા બનાવો બનતા હતા, તયારે રશયન જેનરલ યરમાટોફની ગેરહાજરીનો લાભ લઇ કાબારડીઅનો અને છેછીનો આશરે પંદરસોની સંખયામાં ભેગા થઇ પ્રખયાત તેરેક નદીની સામે આવેલાં રશયન હકુમતવાળાં ગામોમાં દરોડો પાડવાની મતલબથી ગુપચુપ ગોઠવણ કરતા હતા. જે સમય તેઓએ પસંદ કીધો હતો તે પુખત ગણત્રી કીધા પછી કીધેલો જણાતો હતો. તેરેક નદી રાત્રીએ ધુમસમાં વીટળાઇ જતી હતી, જેથી દરોડો પાડનારાઓને સામે પાર ગુપચુપ ધસી જવામાં ઘણી મદદ મળતી હતી.

ખુબસુરત તેરેકના જમણા કીનારાપર અને ટેકરીઓ તથા જંગલોની વચે કાબારડીઅનો (જેમને આપણે સાધારણ રીતે છેછીના યા છેછેના દાખલ ઓળખી ગયા છીયે) ના ગામડાંઓ આવેલાં હતાં. આ ભાગ બાહેરથી રશયન દસ્ત હેઠળ જણાતો હતો, પણ ખરી રીતે કહેતાં તો તે લુટારૂઓનાં ધામો હતાં. આ લુટારૂઓ ચોરી લુટફાટ કરીને અને તેજ વેળા રશયનો સાથે બાહેરથી મીત્રાચારી રાખીને ગજવાં ભરતા હતા. ગમે તે ઠેકાણે જવા આવવાની તેમને છુટ હોવાથી રશયન લશકરની હીલચાલથી તેઓ પોતીકા તાયફાવાળાઓને જાણીતા રાખતા અને કીલ્લાઓની હાલત વીશે ખબર આપતા. રશયન દુશમનોને તેઓ પોતાના મકાનોમાં છુપાવતા એટલુંજ નહી પણ રશયન દારૂગોળો તેઓ તેમને પુરો પાડતા અને લુટફાટમાં જે મળતું તેમાં પોતાનો ભાગ રાખતા હતા. વધારે ખરાબ તો એ હતું કે રશયન બાંહેધરી હેઠળ રહેનારાં ગામડાંઓ પહાડી ઘોડેસ્વાર લુટારૂઓ સામે પોતાનો બચાવ કરી શકતાં નહી હતાં. તેરેક નદી ઓળંગવાની મુશકેલી જોઇ રશયનો બનતાં સુધી એ નદી ઓળંગતા નહી અને તેથી આ પહાડી લુટારૂઓ ફાવી શકતા હતા, જો કે કીનારાથી ગામડાંઓ સુધી ઠેકાણે ઠેકાણે રશયન કોઝાકો રાત દીન ચોકી કરતા હતા. પહાડી લુટારૂઓ અને આ રશયન કોઝાકોનો પેહેરવેશ એકસરખો હોવાથી મુસાફરો તેમને ઓળખી શકતા નહી હતા. ચાર ઘોડેસવાર લુટારૂઓપર બે કોઝાકો હીમતથી હલો લઇ જઇ શકતા, અને જયારે સંખયા સરખી હોય તયારે હમેશાં કોઝાકોની ફતેહ થતી. કોઝાકોની ભાષા વળી તાતારી છે, અને તેઓ આ પહાડી ઘોડેસવારો સાથે સગપણમાં જોડાયલા હોવાથી દોસ્તી રાખે છે, પણ લડાઇના મેદાનમાં તેઓ અકેકના જીવેજાનના વેરી છે. તેરેક નદી ઓળંગી જવા કોઝાકોને સાફ મના કરવામાં આવી હતી, છતાં તે વેળા ઘણા હીંમતવાનો ફકત શોખને ખાતેર યા કાંઇ કામસર તે તરી જતા. જયારે રાત પડતી તયારે પહાડી લુટારૂઓ કીનારા આગળની ઝાડીઓમાં ભરાઇ બેસ્તા યા ઘાસપર ચતાપાટ સુઇ જતા, અને મુસાફરો આગળ રસ્તામાં એકાએક દેખાવ દઇ તેમને બંધીવાન દાખલ ઘસડી જતા, તેમનું સરવસ્વ લુંટી લેતા અને જે કોઇ સામે થતું તો તેને મારી નાખવામાં આવતું, અને તેને લીધે દરેક કોઝાક ખંજર વગર ફરતો નહી, ઘરથી દુર જતો નહી અને ખે

તરોમાં જવું પડે તો બંદુકને કદી વીસી મુકતો નહીં. ટુંકમાં હમેશાં તે હથયા રબંધ હતો. વળી પહાડી લુંટારૂઓની ખા સ્યતથી કોઝાકો પુરતા જાણીતા હતા, તે એ કે લુંટ કરતાં નામ અને બહાદુરીને તેઓ વધારે કીમતી ગણતા હતા.

તયારે આવા પડી રહેનારાઓના પેસાની આટલી ઓળખ આપી આપણે વા ત આગળ ચલાવીયે. જેનરલ યરમાટોફની ગે રહાજરીનો લાભ લઇ તેઓ કાબારડીઅન શાહજાદા ઝેમબોલટની સરદારી હેઠળ ગુપચુ પ એકઠા થતા હતા. અકમેઠખાન તરફથી રૂ કકો લઇ અમાલત આ સરદાર આગળ જ ઇ પોહોંચયો હતો, જેણે તેનો ઘણો આદર સતકાર કીધો હતો.

આ વેળાના દરોરાનો પ્રપંચ બોહોળા વીસતાર પર કરવામાં આવયો હતો, અને તેને લીધે લુંટની પણ મોટી આશા હતી. તે મની સાથે સામેલ થયલા આસપાસના અ મીર ઉમરાવોને અગાઉથી ખબર આપવામાં આવી હતી, તેથી તેઓ પોતાના સાથીઓ સાથે તઇયારજ હતા. કયાં ભેગા મળવું તે સ્થળ ઝેમબોલટે અગાઉથી તેમને ખાનગી રીતે જણાવયું હતું : તેથી 'ગુરેએ ! ગુરે એ !' (હથયારબંધ તઇયાર)ના પોકારો સ ભળાતાંજ થોડા કલાકના અરસામાં સેંકડો ની સંખયામાં કાબારડીઅન અને છેછેન ઘોડેસવારો સઘળી તરફથી આવી ભે ગા મળયા. સપડાવી નાખવાની ધા સ્તીને લીધે રાતના કયાં મુકામ કરવો તે ફકત સરદાર જાણતો હતો. અગાઉથી કીધે લી ગોઠવણ મુજબ નાની નાની ટોળકીઓમાં વેંહેંચાઇ છાપો મારેલાં ગામડાંમાં અંધારાની રાહ જોતા તેઓ આશાયશ લેવા બેઠા.

ગામડયાઓ જોકે તેમની પરોણાગત ક રવામાં બાહેરથી ખુશહાલ દેખાતા, તોપણ ઝેમબોલટને તેમનીપર મુદલ ભરોસો નહી હતો. "મોંહના મીઠા ઠગો" તે તેમને ગ ણતો. દરેક ઠેકાણે તેણે ચોકીબાનો મેલ્યા અને રહેવાસીઓને તયાંથી મુદલ નહી ખસ વા ચેતવણી આપી. જો કોઇ છાવણીની બા હેર જતો જણાય તો તેને તરતજ ઠાર કર વા હોકમો આપયા.

---

## પ્રકરણ ૨૨ મું.

### અબ્રકની ખાસ્યત.

ઝેમબોલટના ઘોડેસ્વારોએ પોતાનાં સ ગાંઓ યા દોસ્તોનાં મકાનોમાં આશરો લી ધો. ઘણા થોડાઓ બાહેર ખોલ્લી જગયામાં થોભયા.

તાપણું સળગાવી ઝેમબોલ્ટ અને અ માલત ખોલ્લાં મેદાનમાં બુરકા પાથરી બેઠા અને પોતાના થાકેલા ઘોડાઓને આશાય શ આપી.

રશયનો સામે જે જંગ તેણે ઉઠા વેલું હતું તે કેટલો વખત ચાલશે અ ને તેનું શું પરીણામ આવશે તેની ગ ણત્રી ઝેમબોલટ મનમાં કરતો હતો, જયારે સુ લતાના હમણા શું કરતી હશે યા શું વીચાર તી હશે તેના ખયાલોમાં અમાલત મશગુ લ હતો. તેમનેથી દુર એક જણ લડાઇ અ ને સવતંત્રતા દરશાવનારૂં ગાયન બુલંદ સા દે લલકારતો હતો.

"હા ! અગાઉ તેમ હતું." ગાયનનો છેડો આવતાં ઝેમબોલટે નીશાશ નાખી કહ યું "આપણા બાપદાદાઓને બંદગીઓ પર ભરોસો હતો અને અલ્લાહ તેમની અરજ ને સ્વીકારતો, જેથી કુફરોને આપણા બાપ દાદાઓ મારી હડાડતા ; લેકીન મારા દો સ્ત ! હમણા આપણી સલામતી આપણી પો તીકી હીમત પર લટકેલી છે ; બંદગીનું સ ઉથી સરસ સાધન આ પોલાદી હથયાર છે. અમાલત, સાંભળ ! હું તારાથી છુપું રાખતો નથી. આ વખતનુ જંગ જબરૂ થવા નું. રશયન કરનલે પોતાનું લશકર એ કઠું કીધું છે પણ તે કયાં ? તેની પા સે કેટલાં માણસ છે? એ બાબદેથી હું બી નમાહેતગાર છું ; આપણામાંથી કોઇ એ વીશે જાણીતું નથી."

"તે તો વધારે સારૂં" અમાલતે ની રાંતથી ઉતર વાળયો "જેમ વધારે રશયનો તેમ આપણને નેમ તાંકવામાં વધારે સવળતા."

"બેશક ! લેકીન લુંટ લઇ જવામાં વ ધારે મેહેનત."

"લુંટ સાથે મને કામ નથી" અમાલ તે ઉતર વાલ્યો "કીના માટે હું તલબગાર છું અને કીરતી હું શોધું છુ."

"અમાલત ! કીરતી જયારે સોનાનાં ઈડાં મેલે તયારે સારી છે. પોતાની ઝોરૂ આ

ગળ ખાલી હાથે જવું શરમભરયું છે. શીયાળો નજદીક આવયો છે, આપણા પરો ણાઓને માટે રશયન ખરચે આપણે ખોરા ક વગેરે એકઠો કરવો જોઇએ. અમાલત ! તારે ગમે તો તું હરોળમાં રહે યા અબ્રકો ભેગો મારી સાથે રહે."

"જયાં ઘણો જોખમ ત્યાં હું રહેવા માગું છું. પણ આ અબ્રકો તે કોણ ?"

"દરેક જણ પોતે અબ્રક છે, પણ તેઓમાંથી જે ઘણા હીમતવાન હોય છે તેઓ ચોક્કસ મુદત તુલીક ઘણા ગંભીર જોખમમાં રહેવા કસમ ખાય છે ; સઘળો જોખમ તેઓ બેધડક માથે વોહોરી લે છે ; કાંઇ પણ વાંક મા ફ કરતા નથી, પછી તે તેના દોસ્તે યા ભાઇ એ કીધો હોય; જે ચીજ તેને પસંદ હોય તે જીવના ભોગે તે ઉઠાવી જાય અને તે વ ખતે જો તે ખુન પણ કરે અને સપડાય તો તેને માફી બક્ષવામાં આવે છે ; સબબ તેણે તેમ કરવા કસમ લીધા છે. આ જાત ના અબ્રકો કાંઇ ખરેખર દોસ્તો નથી, લે કીન તેઓ સરસ દુશમેનો છે."

"એવા કસમ ખાવાનો તેમને સબબ શો ?" અમાલતે પુછયું. તે પહાડી લોકની આ રીતથી તદન અજાણ હતો.

"કેટલાકો હદ બાહેર હીમતપર મુસ્તાક રહીને, બાજાઓ અતી ગરીબાઇથી આજેજ થઇને, જયારે બાકીનાઓ કાંઇ છુપી નીરાશીમાં ડુબી આ કસમ લે છે. પેલા કાબારડીઅન તરફ તારી નજર ફેંક, કે જે સાંજના ઝાક ળથી પોતાની બંદુક સાફ કરે છે, જે ઓર તપર એનો પયાર હતો તે શીતળાથી મર ણ પામી તેથી પાંચ વરસનો એ અબ્રક બ નયો છે. આ પાંચ વરસ દરમયાન એની સાથે દોસ્તી રાખયા કરતાં સોબતી દાખેલ વાઘને રાખવો બેહેતર છે. ત્રણ વખત એ જખમી થયો છે, દર જખમ એને વધુ અ ને વધુ ઉશ્કેરે છે."

"ઘણો વીચીત્ર રેવાજ ! પણ કસમ ની મુદત પુરી થયા પછી કેવી રીતે તે પા છો પોતાના કુટુંબને મળે છે ?"

"ઘણી સહેલી રીતે. આગળ જે બ નયું તે મનમાંથી ભુસી નાખવામાં આવે છે. અબ્રક પોતે તે ભુલી જાય છે અને તેની યાદ નહી દેવાડવા પાડોસીઓ સંભાળ રા ખે છે. કસમની મુદત તમામ થતાંજ તે એ ક મેંઢા મીસાલ વરતે છે. લેકીન હવે અં ધારૂં થવા આવયું છે, તેરેક અત્યારથીજ ધુ મસમાં ઘેરાઇ ગઇ છે. વખત નજદીક આ વયો છે." એટલું બોલી ઝેમબોલટે બે આં ગળાંની મદદથી સીસોડી ફોડી, જે એક પ છી એક આપી છાવણીમાં ફેલાવામાં આવી. પાંચ મીનીટ કરતાં ઓછા વખતમાં દરેક જણ ઘોડાપર સ્વાર થયા.

---

## પ્રકરણ ૨૩ મું.

---

### ગામડાંઓ પર દરોડો.

એકબીજા સાથે મસલહત ચલાવયા પછી તેરેક કઇ તરફથી પસાર કરવી તે નકી કરવામાં આવયું, અને ધીમે ધીમે સઘળાઓ તે તરફ જવા લાગયા. ઘોડેસ્વારોનીજ નહી પણ ખુદ ઘોડાઓની ખામોશીથી અમાલત તદન અજબ થયો. એક પણ ઘોડો ખંખાર મારતો જણાયો નહી. દરેક ઘોડો જાણે અતી સંભાલથી પગ મેલતો હતો કે ખખડાટ નહી થાય અને દુશમનોને જાગરૂત નહી કરે. પાણી છાલકાં હતાં. ગીચ જાડા ધુમસને લીધે કોઝાક પોહોરેગીરો તેમની હીલચાલથી અજા ણ રહયા.

અહીં જણાવવું અગત્યનું છે કે, તેરે કના ડાબા કીનારાની બાજુએ આખી હાર ઠેકાણે ઠેકાણે પોહોરો ભરતા કોઝાકોથી વસા યલી હતી. દરેક ઉંચી જગયા પર એકેક હ થયારબંધ કોઝાક ચોકી કરતો હતો. દીવસના જો તમે પસાર થાવો તો દરેક ઉંચી જગયા પર એક લાંબો વાંસ ઉભો મેલેલો જણાશે, જેને છેડે સુકાં ઘાસથી ભરેલુ એક નાનું પીપ લટકતું દેખાશે. દુશમનો જણાતાંજ આ પીપ સળગાવી મેલવામાં આવે છે, જે તર તજ બીજા પોહોરેગીરોને ખબર આપે છે. આ થામલા સાથે જીન સાથે તઇયાર એક ઘોડો બાંધવામાં આવે છે અને તેની નજદીક એક પેહોરેગીર ચોકી કરે છે. રાતના તેમની સંખયા બેવડી કરવામાં આવે છે.

આ સઘળી સંભાળ તરફ તીરસકાર દેખાડી બકરકાઓમાં વીંટલાઇ અંધકાર તથા ગીચ ધુમસનો લાભ લઇ પોહોરેગીરોની ન જદીકથી પાણીના રેલાની પેઠે સઘળા પસાર થયા.

ફકત એકજ ઠેકાણે લોહી રેડાયું. ઝેમ બોલટે પોતે તેમાં ભાગ લીધો. તેરેકના સા મા કીનારાપર જઇ પહોંચતાંજ ઝેમબોલટ

અમાલતને કીનારાની એક ઉંચી જગયા પર જઇ તે તરફ દુશમનોના કેટલા પોહોરેગીરો હતા તેની ખબર કાઢવા મોકલ્યો. જેટલા પોહોરેગીરો હોય, તેટલા, તલવારને ખડક સાથે અથડાવી ઠોકા મારવા અમાલતને જણાવવામાં આવયું. અંધારામાં અમાલત ગુમ થઇ ગયો. થોડી વાર સુધી એક સરપની પેઠે ઝેમબોલટ ટેકરીના ઢોળાવવાળા ભાગ પર ઘસડાતો ચઢવા લાગયો. એક કોઝાક ઉંઘરેટો હતો. ઝેમબોલટ તેનેથી હવે ફકત પાંચ પગલાં દુર ઝાડીમાં છુપાઇ ભરાયલો હતો.

"એનું સત્યાનાશ થાય બટકોનું કે રાતની વેળા પણ બટ બટ કરે છે." ઉંઘરેટો કોઝાક પોહોરેગીર બડબડયો "અને પાણીમાં રમે છે."

અમાલત ધારેલી જગયે જઇ પુગયો હતો: એક કોઝાક ઉંઘરેટો હતો, બીજો પોતાના બઉરકાપર લેટી ઉંઘમાં ગીરફતાર થયલો હતો. અમાલતે બે વખત શમશેરથી ઠોકા મારયા. અરધી ઉંઘરેટી હાલતના પોહોરેગીરે આવાજ સાંભળયો અને ચીંગારી તરફ તેનું ધયાન ખેંચાયું.

"ઓહ! ઓહ! એ વળી શું? કમબખત વરૂઓ વળી જાગી ઉઠયાં? એમની આંખયો કેવી ચમકે છે?" અને વધારે બારીકીથી ખાતરી કરવા ફરયો તો એક માણસના આકારને તેણે અંધારામાં દીઠો. "ગુરેએ!" (હથયારબંધ તઇયાર) ઘબદ બોલવા તેણે મહોં ઉઘાડયું, પણ તે આગમચતો ઝેમબોલટનું કારી ખંજર તેની છાતીમાં જઇ પડયું અને એક પણ શબદ બોલયા વગર તે ભોંયે પછડાયો. બીજો કોઝાક પોહોરેગીર તો ઉંઘમાંજ મારયો ગયો. થામલાને ઉખેડી નાખયો અને પીપને નીચે નદીમાં ગબડાવી મેલયું.

ઝેમબોલટના સાથીઓને માટે હવે મારગ તદન ખુલો થયો હતો. તેના સઘળા સાથીઓ અતી ઉતાવળથી તે તરફથી ધુસ્યા. સપાટામાં નાના ગામડાંઓ પર દરોરો પાડયો અને જેટલી લુંટ મળી તેટલી સઉએ પોતપોતાના ઘોડાઓ પર લાધી. જે ગામડયાઓ સામે થયા, તે મારયા ગયા, બીજાઓ નાસી ગયા યા છુપાઈ બેઠા. મરદ અને ઓરતોની એક સારી સંખયા બંધીવાન દાખલ પકડવામાં આવી. પણ આ લુંટફાટ કરવા આવેલા આ કાબારડીઅનોએ ગામડાંઓ બાળયાં નહી, યા ખેતરોનો નાશ કીધો નહી, યા ફળફળાદીના વેલાઓ તોડી નાખયા નહી.

"અલાહની બક્ષીશ અને આદમની કળાનો શા માટે નાશ કરયે?" તેઓ જણાવતા "એ તો લુંટારાઓનું કામ; લુચા બદમાશોજ એમ કરે.

ફરસંગો સુધીના ગામડાંઓ ટુંક વખતમાં લુંટાઇ ગયાં અને તે પણ રશયન હકુમત હેઠળ હોયા છતાં. ગામડાંઓ કશું કરી શકયાં નહી.

પકા લુંટારૂઓ કાંઇ તદન નીરાંતે લુંટ લઇ જઇ શકયા નહી.

રશયન કોઝાક લશકરમાં "ગુરેએ! ગુરેએ!" ના અવાજો પ્રસરી રહયા. એક ભરવાડની ચેતવણીનું તે પરીણામ હતું, જો કે તેમ કરતાં તે ભરવાડ તેમને હાથે મારયો ગયો હતો.

ઘણુક ઘોડેસ્વાર કાબારડીઅનો હવે અતી ઝડપથી પકડેલાં ઢોરોને એકઠાં કરી લઇ જવા પછવાડે મંડયા. સઘળા ઘોડાઓ હવે ખંખારવા લાગયા, પુછડીઓ ઉભી કીધી અને પકડેલાં ઢોરોની આસપાસ તેમના સવારોની ધારણા મુજબ ચાલવા લાગયા. આ વેળા જે ઘોંઘાટ થયો તેનું વરણન કરવું અશકય છે.

"ગુરેએ! ગુરેએ!" ના અવાજો સાંભળી સરવ તેરેક નદી કુદાવી જવાની દોડાદોડીમાં પડયા.

"ગુરેએ! ગુરેએ!" આવાજો હજી તેમના કાનને અથડતાજ હતા.

---

## પ્રકરણ ૨૪ મું.

---

### છટકામાં સપડાવું.

સહવારના ધુમસ વીખરાઇ ગયું, અને તયારેજ સઘળો મામલો પ્રગટ થયો.

કાબારડીઅન અને છેછીન લુંટારાઓ પોતે પકડેલાં બંધીવાનોને ઘણાખરા ઘોડાઓની પુછડીઓ સાથે બાંધી ઘસડી લઇ જતા હતા. આ મોટા સરઘસને મુખડે શહાજાદાઓ, અમીરો, ઉમરાવો અને સરદારો ખુશહાલ ચેહેરે ચાલતા હતા. લુંટ ભારી હતી: તેથી તેમના કદમ ધીમા હતા. આ મોટી લુંટ તેમને શ્રાપ સમાન થઇ પડનાર હતી યા નહી તે તેમને થોડા વખતમાં માલમ પડનાર હતું.

ધુમસ વીખરાઇ જવાથી એમની અને કોઝાકોની વચ્ચે લડાઇ શરૂ થઇ ચુકી હતી. વારંવાર છેછેનો ફરી જતા અને કોઝાકો પર બંદુકો છોડતા. ધુમસને ઠેકાણે હવે બંદુકોનો ધુંવો મોટા આવાજો સાથે પસરી રહયો હતો. છાપો મારેલાં ઢોરો હાંકી જતી ટોળકી હવે નદી ઓળંગી જવા કોશેશ કરવા લાગી, પણ તેમની પુઠે મસ મોટું ધુલારૂં થઇ રહયું.

તુફાન શરૂ થયું. ઝેમબોલટ પોતાના છસો ઘોડેસ્વારો સાથે હવે ઉભો અને ધસી આવતા કોઝાકો સામે થવા ખડો રહયો કે જેથી તેની બાકીની ટોળકી બંધીવાનોને, લુંટને તેમજ ઢોરોને સહીસલામત નદીમાંથી પસાર કરી જાય. તેણે પોતાના હમનબરદોને નજદીક આવવા દીધા. તેના હુકમથી તેની સાથવાળા કોઇએ બંદુક ફોડી નહી યા શાશકા ( શમશેર ) ખેંચી નહી. છેલ્લી ઘડી સુધી છેછેનો પોતાના હથીઆરોનો ઉપયોગ કરતા નથી.

પચીસ પગલાં દુર કોઝાકો સામે આવી લાગતાંજ તેઓએ પોતાની બંદુકો એકી વખત છોડી અને ધુંવો હજી તો ઉડી જાય તે આગમચ બંદુક પાછી ખાંધે મારી તેઓ શાશકા ખેંચી ઉભા. પણ બંદુકના હુમલાથી કોઝાકો નાસી જતા જણાયા. ઝેમબોલટના સાથીઓ તેમની પુઠે ગયા. કોઝાકો હવે જંગલમાં જવા લાગયા. આ જંગલમાં રશયન ૪૩ મી ઘોડેસ્વાર રેજીમેંટ છુપાઇ બેઠી હતી. છેછેનોને છટકામાં આબાદ સપડાયલા જોઇ તેઓએ બંદુકોનો મારો ચલાવયો. છેછેનો ત્યાંથી છટકી જવા કોશેશ કરવા લાગયા, પણ ફોકટ. આ ભરાઇ બેઠેલી રશયન રેજીમેંટ છેછેનોના કટા વેરી કોટઝારેવના ઉપરીપણા હેઠળ હતી. છેછેનો આ રશયન સરદારથી હમેશાં બીહતા હતા. રશયનોની ફતેહ માટે હવે કશો શક હતોજ નહી.

ત્રણ વખત બંદુકોના બારોએ છેછેનોને વીખરી નાખયા. હવે પોતાનો જાન બચાવવા નદી તરફ દોડયા, પણ તેરેકના કીનારા પર લાંબી અને લાંબી હારમાં રશયનોની એક બીજી રેજીમેંટ તેમને આવકાર દેવા માટે તઇયાર હતી. છટકામાં સપડાયલા ઉંદર મીસાલ ઝેમબોલટ અને તેના સાથીઓની હાલત હતી; તેમાં છેછેનોના બંદીવાનોની હાલત તો દયાજનક હતી.

તેરેક નદી લોહીથી લાલ બની ગઇ, અને તેના પેટામાં દોસતો તથા દુશમનો ગુમ થવા લાગયા. રશયનોથી બચી જવા ઝેમબોલટના સાથીઓએ ઘણી મેહેનત કીધી તથા યુકતી લગાવી, પણ ફોકટ. કોઝેકો તેમના જીવલેણ શત્રુઓ થઇ લાગયા.

અધુરામાં પુરૂં, કોઝાકોની બીજી રેજીમેંટ નદી ઓળંગી જઇ સામેના કીનારાપર હારબંધ હથીઆરો સહીત ઉભી રહી કે જેથી કોઇ પણ દુશમન છટકવા પામે નહી. તેઓની ખુશહાલીના આવાજોથીજ તેમની ત્યાંહાજરી જણાઇ આવી.

અમાલતે આસપાસ નજર ફેંકી અને તે સઘળો મામલો ચેતી ગયો.

" ઝેમબોલટ ! સઘળું આવી બનયું." તેણે જણાવયું "તારે ગમે તે રસતો તું એખત્યાર કર; લેકીન હું તો જીવતો રશયનોના હાથમાં કદી સપડાઇશ નહીં. ફાંસીના મોતે મરવા કરતાં બંદુકની ગોળી વધારે પસંદ કરવા જોગ છે."

" અમાલત ! તું શું એમ ધારે છે કે મારા હાથ જંજીર માટે સરજ્યા છે ? અલ્લાહ અલ્લાહ કરોજી ? રશયનો મારૂં શરીર મેળવી શકશે, લેકીન મારો જાન તો કદી નહીં " ત્યાર પછી પાવડાપર ઉભો રહી પોતાના સાથીઓ ભણી બોલ્યો, " બેરાદરો ! કીસ્મત આપણને છોડી ગયું છે, લેકીન જીંદગી રહી છે. કુફરોને આપણે આપણી જીંદગી અતી મોઘી કીમતે ચાલો વેચયે. લડાઇમાં ફતેહ પામે તે કાંઇ જીતેલો ગણાય નહી, લેકીન જે કીરતીવંત મોતે મરણ પામે તે ફતેહમંદ ગણાય; બંધીવાન થયા કરતાં મોત વધારે બેહેતર છે."

" બેશક ! દરોબસ્ત ! " પોકારો સંભળાયા.

" આપણા જીવે જાનના મીત્ર ઘોડાઓએ પણ આપણી સાથેજ મરવું જોઇએ, કે જેથી એક દીવાલ પેઠે તેઓની લાસો આપણી ગરજ સારે." એટલું બોલી ઝેમબોલટ ઘોડાપરથી નીચે ઉતરી પડયો અને ખંજર તેના ગલામાં ભોંકી દીધું. ચોગાન જેવા આકારમાં ગોઠવાઇ જઇ સઘળાઓએ પણ પોતપોતાના ઘોડાઓના તેવાજ હાલ કીધા. ત્યાર પછી દરેક જણ પોતપોતાના ઘોડા પછવાડે હાથમાં તઇયાર બંદુક પકડી છુપાઇ બેઠો.

કોઝાકો આ નવી જાતનો બચાવ તથા તેમની હીમત જોઇ અચરત થયા. ઝેમબોલટના સાથીઓ તદન ઝનુની બનયા હતા, તે તેઓએ બોલ્લું દીઠું હતું.

તરતજ ચુપકીદી પંથરાઇ ગઇ, અને તેની વચમાં એક મરણ પામતો છેછેન સ્વતંત્રપણાનું ગાયન લલકારતો સંભળાયો, જેની કળીઓ તેના સોબતીઓએ ઉંચકી લીધી.

પોતાની નજર સનમુખ આ નવાઇ જેવો દેખાવ જોઇ રશયન અમલદારો છક થયા. છેછેનો પોતાના મોતનું રૂદન ગાતા હતા, તે તેઓ સમજી ચુકયા હતા.

આખરે તેઓએ નીશાની કીધી કે કોઝાકો યાહોમ છેછેનો તથા કાબારડીઅનોપર ધસી ગયા. એક જબરી હાથોહાથની લડાઇ ચાલી, ત્રણ વખત રશયનોને પાછળ હઠવું પડયું, પણ ચોથી વેળા તેમની ફતેહ થઇ. પણ કેવા ભોગે? જાણે લોહીનો વરસાદ વરસવા લાગયો.

લડાઇમાં છુટા નહી પડે એવા એરાદાથી અબ્રકો ચામડાના પટાથી એક બીજા સાથે જોડાયા અને એક એક જણ મુવો ત્યાં સુધી લડયા. તેઓએ દયા માટે માગણી કીધી નહી યા કોઇને જવા દીધો નહી. રશયન ભાલાઓના સરવ ભોગ થયા.

પણ હજી એક નાની ટોળકી રશયનો સામે મરણયા થઇ લડતી હતી. આ ટોળકીની વચે ઝેમબોલટ અને અમાલત જણાતા હતા; તેમના શુરાતનથી રશયનો એક વખત જરા હઠયા હતા.

"માર! માર! અમાલત માર!" ઝેમબોલ્ટના છેલ્લા શબદો હતા. "મોત છુટાપણું છે!"

પણ છેછેન સરદારના શબદો અમાલત સમજી શકયો નહી. ભાલાના એક ફટકાથી, તે જમીનપર પછડાયો અને લોહી તેના શરીરમાંથી વહેવા લાગયું. તેનીપર એક લાસ ઢગલો થઇ પડી.

---

## પ્રકરણ ૨૫ મું.

### અમાલતને ફાંસીની સજા.

સાંજ રળીઆમણી હતી. રશયન છાવણી લારકી નજદીક હતી. દેખાવ ઘણો રમણ્ય હતો. બઉસનાયનો કોલ્લો દબદબાથી ખડો રહેલો હતો; આ કીલ્લાની પાછળ સુરય ગુમ થતો હતો. ખડકની નીચે ચામકાલનું મકાન હતું; તેનેથી નીચે ઘણા ઢોળાવ પર ગામ આવેલું હતું. તારતાર બેગો, છેછેન શાહજાદાઓ, રશયન કોઝાકો, પહાડી જગયાપર રહેનારા અમીર ઉમરાવો તથા જાનીન દાખલ રહેનારાઓ, લશકરના અમલદારો, સરવ ત્યાં ભેગા મલ્યા હતા. થોડેક છેટે ગાનારાઓ તથા નાચનારાઓ તમાશગીરોને રીજવતા હતા. ટુંકમાં ત્યાં રમતગમતનો મેળાવડો કરવામાં આવયો હતો.

રમતગમત પુર બહારમાં ચાલતી હતી, તેટલાં ત્યાં હાજર રહેલા ગવરનર–જેનરલના હાથમાં એક અમલદારે કાંઇ દસ્તાવેજ મેલયો.

"ગ્રહસથો! તમારી રજાથી!" ગવરનર–જેનરેલે જણાવયું. તે દરેકને પોતાની સરખી પંકતીના ધારતો હતો અને સઘળાઓ સાથે ઘણો મળતાવડો હતો. હેંકરાઇ મગરૂરી તેનામાં હતી નહી.

તેણે તે દસતાવેજ વાંચયો.

"ગ્રહસથો! એક ખુશીની ખબર તમોને મારે કહેવી છે. આપણા બહાદુર અમલદારોમાંના એક માટે સેંટ જયોરજનો ચાંદ!"

દરેક જણ તેની નજદીક ગયું.

"એવું જણાય છે કે કોટઝારેવે બાર સોથી પંદરસો પહાડી લુંટારૂઓને જબરદસ્ત શીકશત આપી છે. આ લુંટારૂઓ તેરેક નદી ઓળંગી આપણી હદમાં આવયા અને લુંટફાટ ચલાવી તથા ગામડાંનો નાશ કીધો. પણ કોટઝારવે તેમની પુઠે મંડયો, સરવને ઘેરી લીધા અને સઘળા મળી જે પાંચ જણા જીવતા રહયા, તેમને અહીં મારી આગળ મોકલી આપયા છે." ત્યાર પછી કોઝાક અમલદાર તરફ ફરી બોલ્યો: "એ ગ્રહસથોને અહીં લઇ આવો! કાંઇ જુના ચેહેરા પણ તેઓમાં હોય."

પાંચે બંધીવાનોને ગવરનર–જેનરલ હજુર ખડા રાખયા; તેમને જોઇ ગવરનરે ભવાં ચઢાવયાં.

"અય કંગાળો હું તમોને બરાબર પીછાણું છું. આ ત્રીજી વખત તમો સપડાઇ ગયા છો. બે વખત તમોને માફી બક્ષી, પણ લુંટફાટ તજી દેવાના તમારા કસમપર હવે મને મુદલ ભરોસો નથી. ચોબદારો!

એઓને અહીંથી લઇ જાવો અને એઓને જે દોરડાંથી જીકડવામાં આવયા છે તેજ દોરડાંથી ફાંસી દેવો, પણ સબુર ! કદાચ એઓ પોતામાંથી એક જણ પસંદ કરશે કે જે જીવતો રહી તેમનું શું થયું તેની પોતાના તાયફાવાળાઓને ખબર આપે."

ચાર જણાને ફાંસીએ ચઢાવવા લઇ જવામાં આવયા. ફકત એક પાંચમો રહયો. તે એક તારતાર બેગ હતો. ગવરનર-જેનરલની નજર તેની સાથે એકત્ર થતાં તેણે ગવરનરને સલામ કીધી અને અગાઉની પેઠે તુછકારથી ઉભો. તેના ચહેરાપરથી ખોલ્લું જણાતું હતું કે તે પોતાના કીસ્મતને તાબે થયો હતો. ગવરનરની નજર એકત્ર થતાં તેણે પોતાની આંખયો વટીક નીચી કીધી નહી હતી.

"અમાલત બેગ !" ગવરનરે કરડી નજરથી તેની તરફ જોઇ કહયું "તને યાદ તો હશે કે તું એક રશયન રઇયત છે; રશયન કાયદા પ્રમાણે ચાલવા બંધાયલો છે."

"હું તે ભુલી ગયો નથી." અમાલતે હીમતથી ઉતર વાળયો "પણ જો એ સરકારે મારા હકોનો બચાવ કીધો હતે તો આજે હું આ હાલતે પુગયો નહી હતે."

"એમાં તું ભુલ કરે છે: તું બેવફા છે, તારા પેદરે અને તેં રશયનો સામે જંગ મચાવયું. જો એજ રીતે ઇરાની રાજ્યમાં યા ખલીફાના અમલમાં તમે વરતયા હતે તો આજે તમારા કુટુંબની નસલ પણ હઇયાત હતે નહી. પણ આપણો ઝાર એટલો તો ભલો છે કે તુંને શીક્ષા કરવાને બદલે હાકેમ બનાવયો. એ આ ભલાઇનો તેં કેવી રીતે બદલો વાળયો ? ખુલ્લો બળવો જગાડીને પણ એટલાંથી નહી ધરાતાં તે તારા મકાનમાં રશયન દુશમનને આશરો આપયો; તારી નજર સનમુખ તેં તેને એક રશયન અમલદાર તથા બે રશયન સીપાહોનાં ખુનો કરવા દીધાં અને તેં જો પશ્ચાતાપ દેખાડયો હતે તો તારો રેવાજ તથા તારી જવાન વય ધયાનમાં લઇ હું તુંને માફ કરતે. પણ નહી, તું પહાડોમાં નાસી ગયો અને અકમેઠખાન સાથે તું રશયનોપર હલ્લો કરવા આવયો. છેલાં તું ઝેમબોલટનો એક સરદાર થયો અને તારા દોસતોની માલમતા લુંટવામાં ભાગ લીધો. તેથી એના બદલા દાખલ જે શીક્ષાને તું લાયક છે તે કહેવાની કશી જરૂર નથી."

"નહી ! હું તે જાણું છું." અમાલતે નીરાંતથી ઉતર વાળયો "બંદુકથી મને મારી નાખવામાં આવશે."

"નહી ! એમાં ભુલ છે; બંદુકની ગોળી કાંઇ તારા જેવાઓ માટે નથી." પરમાટોફે ગુસાથી કહયું "એક થામલો ઉભો કરવામાં આવશે. તેને મથાળેથી એક દોરી લટકાવવામાં આવશે અને તે દોરી તારાં ગળાં આસપાસ વીંટાળવામાં આવશે."

"એ બધું એકનું એકજ" અમાલત બેગે ઉતર વાળયો. "ફકત આ રીતથી મોત જલદીથી આવશે. લેકીન તમો પાસેથી માંગી લઉં છું કે જયારે તમે મને અગાડીથી શીક્ષા કંધી છે, તો હવે તપાસ કરવાની કશી જરૂર નથી-કદાચ તે તપાસ લંબાશે, અને તેથી ઢીલ થશે."

"તારી માગણી કબુલ કીધી." ગવરનરે ઉતર વાળયો. ત્યાર પછી પોતાના રસાલેદાર અમલદાર તરફ ફરી કહયું "એને લઇ જાવો અને કાલે સહવારે સજા અમલમાં મુકજો."

અમાલતને લઇ જવામાં આવયો. આખરે અમાલત સામે મોત ડોળા ઘુરકતું આવી ઉભું હતું. રશયન વોઇસરાયે તેને ફાંસી દઇ મારી નાખવાની સજા ફરમાવી હતી. કોઇની તે સામે બોલવાની હીમત નહી હતી.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### દયાળુ રસ્યન.

લશકરી કેદીઓને રાખવાની જગયે અમાલતને ચોકી પોહોરા હેઠળ લઇ જવામાં આવયો. અમાલતનો ચેહેરો તથા વય જોઇ દરેક હાજર રહેલાંને અતી દયા છુટી પણ કરે શું ? પરમાટોફ શું રસ્યન વાઇસરોય નહી હતો ? અને તેની સામે કોણ બોલે ? વળી તે ફરમાવેલી સજા ફેરવે એવો પણ આસામી નહી હતો. જે સજા તેના મુખમાંથી બાહેર નીકળી, તે અમલમાં લાવવીજ જોઇએ.

પણ એ સઘળું છતાં ભેગી મળેલી ઠઠમાં એક રસયન અમલદાર હતો; જે વાઇસરોયનો ચેહરો અતી બારીકીથી તપાસતો ઉભો હતો. અમાલતને સજા કરતી વેળા વાઇસરોયના મોંહપર જે ફેરફાર થયો તે તેણે જોયો હતો. અમાલતને શીક્ષા કરતી વેળા બાતેનમાં વાઇસરોય દલગીર હતો,

એમ આ અમલદારને લાગ્યું. તેનું નામ કરનલ વરકોવસકી હતું.

અમાલત તરફ તેની ઘણી દયા ઉશ્કે રાઇ હતી, તો શામાટે તે કોશેશ નહી કરે? કોશેશ કરવામાં કાંઇ જવાનું નહી હતું પછી વાઇસરોયની ખફગી ગમે તો તે ખેંચી લે. એક બહાદુરનો જીવ બચાવવો તે શું પુનયનું કામ નથી?

વાઇસરોય પોતાના તંબુમાં ગયો તેને દશેક મીનીટ પસાર થઇ કે કરનલ વરકોવસકી તંબુમાં દાખલ થયો. વાઇસરોય ઘણો મળતાવડો હોવાથી સરવને માટે તેનાં બારણાં ખુલાં હતાં.

મેજપર હાથની કોણી ટેકવી પોતાનું માથું હાથપર ટેકવી વાઇસરોય વીચારમાં બેઠેલો હતો. તે એકલોજ હતો. મેજપર દસતાવેજ હતો, જે તેણે પોતાના શેહેનશાહ માટે લખવો શરૂ કીધેલો હતો.

કરનલ વરકોવસકીને જોતાંજ તે હસયો અને હમેશની રીત મુજબ આવકાર દીધો.

" વરકોવસકી " દર વખતે તો તમે હસતા રમતા દાખલ થતા હતા; પણ આજે તમે શરમાળ ઓરતની પેઠે બીહતા બીહતા કેમ આવયા છો? હું તે સમજું છું. શું તમે અમાલતની માફી માટે આવયા નથી?"

"તમો નામવરની અટકળ તદન ખરી છે."

"અહીં બેસો, અને એ વીશે આપણે તકરાર કરયે." વાઇસરોયે એક ખુરસી આગળ તાણી કહયું.

મીનીટેક સુધીની ખામોશી અખત્યાર કીધા પછી વાયસરોયે જણાવયું: "કરનલ વરકોવસકી! લોકો મને સખત ધારે છે, અને માણસની જીંદગી હું એક રમકડાં મીશાલ ગણું છું એમ સમજે છે. લેકીન મને તેમ કરવાની ફરજ પડે છે. આ તાયફાવાળાઓ પર દસત બેસાડવા એ સીવાય બીજો કશો ઇલાજ કારગત લાગતો નથી. અને મારા અનુભવ મુજબ લાગવાનો પણ નથી. આપણી શેહનશાહતની જાળવણી માટે મારૂં સખત નામ જળવાયલું રહેવું જોઇએ. જરા ઢીલી દોરી મુકી તો એ તાયફાવાળાઓ આપણી ગરદનપર ચઢી બેસે અને રશીયન ધાકના ફડચે ફડચાં ઉડી જાય. માટે એવાઓપર નરમી દેખાડવી એ એક જાતની નબળાઇ છે. વરકોવસકી! તમેજ જોતા હશો કે જેઓ તરફ આપણે દયાથી વરતયા અને તેમને માફી બક્ષી, તે છતાં તેઓ કેવા નગુણા નીવડયા? તેમને આવા જોઇ મારા કરતાં કોઇ બીજું દલગીર થતું નહી હશે. જયારે પણ મોતની શીક્ષાના દસતાવેજ પર હું સહી કરૂં છું ત્યારે મારૂં હઇયું કળકળે છે." એટલું બોલી તે ઉઠયો અને ફેરા આંટા ખાવા લાગયો. પછી ઉભો રહી તે બોલયો "અમાલતને જે સજા મેં ફરમાવી તે માટે હું ઘણો દીલગીર છું, લેકીન આ પણા રાજયની સલામતી માટે એવી શીક્ષાની જરૂર છે. આભાર શું તે લોક સમજતા નથી."

"હું તે કબુલ કરૂં છું; પણ તે છતાં દયા હમેશાં પેહેલી હોવી જોઇએ. આપણું બાઇબલ દરેક સાથે દયાથી વરતવા ફરમાવે છે." વરકોવસકી અચકતો અચકતો બોલયો.

"જો હું અમાલતને માફી બક્ષુ તો એની જાતવાળાઓ પોકારશે કે અમાલતથી વરમાટોફ બીધો. હવે તમેજ વીચાર કરો."

વાઇસરોય દયાળુ હતો એ તો તે જાણુતો હતો, પણ વરકોવસકીએ ખુલું જોયું કે અમાલત તરફ તેની લાગણી હતી.

"તમારૂં કહેવું દરોબસ્ત છે. છતાં હું માગી લઉં છું કે આ વેળા અમાલતની જીંદગી બક્ષો. હું એનો જામીન થઇશ. ગમે તો આ વરસે મારી રજાના દીવસો તેના બદલામાં કાપી કાઢો. ફાડી ખાનાર જાનવરોને આદમ જેર કરી શકે છે તો શું આ નવજવાન શખશને મોમ મીશાલ નહી બનાવી શકું? કાંઇ નહી તો હું ખત કરવા માગું છું. એને એક સરસ દેશી રશયન અમલદાર બનાવવા માગું છું. એનો જોખમ હું માથે લઉં છું."

યરમાટોફે ડોકું હીલવયું.

"સાંભળ!" તેણે જણાવયું "એમાંથી કાંઇપણ સારૂં પરીણામ આવવાનું નથી. માણસોના ચેહેરાપરથી હું તે પારખી શકું છું."

"છતાં હું કોશેશ કરવા આતુર છું."

"વરકોવસકી! જેવી તારી મરજી! જયારે તારી ઇચછાજ છે તો હું અમાલતને માફી બક્ષું છું. ખરૂં કહું તો તારા જેવી અરજની હું રાહજ જોતો હતો. હું એને સદંતર માફી બક્ષું છું. પણ તેં એને મા

ટે જોખમદારી લીધી છે તે બીના વીસ રતો ના."

"કબુલ ! હું એને મારે તયાં લઇ જઇશ અને એનાં કામો માટે હું જોખમદાર રહીશ." વરકોવસકીએ ઉતર વાળયો.

"છેલ્લાં ફરીથી હું ચેતાવું છું કે એ નીપર વીશ્વાસ મુકતો ના," પરમાટોફે જોરથી શેક હેનડ કરતાં સલાહ આપી "સાપને ઉછેરયો તે વાત હરદમ યાદ રાખજે, અરે તમો તારતારો ! તારતારો ! વરકોવસકી; એક દીવસ તું તેમને જરૂર યાદ કરશે, ખુદા કરે તે તારા ખરચે તેમ નહી થાવ."

વરકોવસકી એટલો તો ખુશી થયો કે વાઇસરોયનો ઉપકાર માનવા પણ તે ભુલી ગયો, અને જે ઠેકાણે અમાલતને કેદ કીધો હતો, ત્યાં દોડયો.

---

## પ્રકરણ ૨૭ મું.

---

### કેદીની કબુલાત.

ત્રણ પોહોરેગીરોની સંભાળ હેઠળ અમાલત હતો. વચે એક ફાનસની બતી રોશની આપતી હતી. વરકોવસકી દાખલ થયો. અમાલત વીચારમાં એટલો ગરક થયો હતો કે તે દાખલ થનારને જોઇ યા સાંભળી શકયો નહી. વરકોવસકી વધારે આગળ વધયો. પોતાનો બઉરકો પાથરી તેપર લેટી અમાલત પોતાના કીસમત માટે રડતો હતો. ખરેખર! ત્રેવીશ વરસની ઉમરમાં અને તે પણ જયારે પયારનો દેવ પુર શુરપર છુટેલો ત્યારે મરવું એ કાંઇ ખુશી ભરયું નથી. વરકોવસકી આંસુઓ જોઈ ખુશી થયો. માફીની કીમત બેશક આથી વધેલી હતી.

"અમાલત" વરકોવસકીએ તારતારી બોલીમાં જણાવયું; અલ્લાહ મહાન છે અને સરદાર ભલો છે—તે તુને તારી જીંદગી પાછી બક્ષે છે."

અમાલત આ સાંભળી છલાંગ મારી ઉઠયો તે કાંઇ બોલવા ગયો પણ શબદો તેના તાળવાં સાથ ચીટકી રહયા.

"જીંદગી ! જીંદગી ! તે મને મારી જીંદગી પાછી બક્ષે છે?" આખરે તેણે પુછયું. ત્યાર પછી દલગીર થઇ બોલ્યો! "હું સમજયો બંધીખાનામાં ધીમે ધીમે તે મને મારી નાખવા માગે છે; અથવા તો મને સાઇબીરીયા કાળા પાણી મોકલે છે, કે જેથી રીબી રીબી હું મારા બાકીના દહાડા પુરા કરૂં; ત્યાં મને જીવતો દાટી નાખવા માગે છે, અરે! આવી જીંદગી મને જોઇતી નથી."

"તારી ભુલ છે, અમાલત !" વરકોવસ્કીએ ઉતર વાળયો "જે માફી હું મેળવી શકયો છું તે તદન ખુલ્લી કશી સરત વગરની છે. તારી માલમતાનો તું પાછો ધણી છે. આ તારી શમશેર લે; વાઇસરોય ભલાં દીલથી તે તુંને પાછી હવાલે કરે છે અને ખાતરી રાખે છે કે હવે પછી જયારે તું લડશે ત્યારે રશયનો તરફથીજ તારા હાથ અજમાવશે. આ કંગાલ બનાવ જ્યાં સુધી ભુલી જવામાં આવશે ત્યાં સુધી તારે મારે ત્યાં રહેવું પડશે; મારાં મકાનમાં તું મારા એક દોસ્ત સાથી દાખલ રહેશે."

અમાલતને આ ન ધારેલો તદન નવો અનુભવ હતો તેણે બે ચાર પળ વરકોવસ્કી તરફ જોયા કીધું અને આખરે તેની આંખમાંથી બે ટીપાં ટપકયાં. શેર જેર થયો હતો.

"રસ્યનોએ મને તદન જીતી લીધો છે." તે બોલ્યો "કરનલ ? તમો લોકોને સારૂ મેં ખરાબ વીચારયું તે માટે મને માફ કરો. આ પળથી રસ્યન ઝારની હું નીમકહલાલ રઇયત છું. આજથી મારૂં હઇયું તે રસ્યન શમશેર છે. અરે મારી શમશેર ? મારી શમશેર ?" અમાલત પોતાની તલવાર અતી વહાલથી જોતો બોલ્યો મારાં આંસુઓ અલ્લાહ કરે ને રશયન લોહી અને તારતાર નેકતા સીકા કરે. વરકોવસકી હું તમારો ઉપકાર કયારે અને કેવી રીતે વાળી શકીશ?"

"તું મોતથી ડરે નહી, હવે જીવવા શું કામ માગે છે, તે હું પુછું ?"

"બેલાશક ! સાંભળો ! એક પરી સમાન બુલબુલી ઓરતને ખાતર હું જીવવા માગું છું. મારો અને તેનો જાન એકજ છે, કોઇ દીવસ અમો જરૂર સાથે મળીશું."

"તું તેણીને ઘણો ચાહે છે ?"

"જે પ્રમાણે એક નર બુલબુલ પોતાની માદા બુલબુલને ચાહે તે મીશાલ ! યુસુફ પોતાની ઝુલીખાંને ચાહતો હતો તે મીશાલ ! પેલું કબુતર તેની માદાને ચાહે છે તે માફક !"

"અલ્લાહ તારા પયારમાં બરકત આપે."

"ગુલાબી શરબત માફક તમારા શ બ્દો છે."

"હવે એ બીના પડતી મેલો ! આપ ણે શું કરીશું તે હું તમોને જણાવું." વર કોવસ્કીએ જણાવયું "હું તમોને વફાદા રીથી ભરપુર રસ્યન રઈયત બનાવવા માગું છું, જેમ કરવા માટે કેળવણીનાં મીઠાં ફળો તમોએ ચાખવાં જોઈએ, હું તારતાર ભાષા નો થોડો ઘણો માહીતગાર છું, તમે રસ્યન થી તેમ છો. આપણે એક બીજાને પોતપો તાની જબાન શીખવીશું અને જયારે તમો અમારી ભાષાથી અને પુસ્તકોથી પુરતા વાકે ફ થશો ત્યારે તમોને અમારૂં બળ તથા ત વારીખ માલમ પડશે અને નવીજ દુનયાં ત મારી ચશમ હજુર ખુલ્લી થયલી જણાશે. ચાલો ! આપણે હવે મારાં મકાનમાં જઈએ."

બંને સાથે સાથે જવા લાગયા.

શું વરકોવસ્કી પોતાની મુરાદ હાંસલ કરશે ? શું અમાલત ખરેખર રસ્યન વફા દાર રઈયત બનશે ? આપણે તે આગળ ચા લતાં જોઈશું.

---

## પ્રકરણ ૨૮ મું.

---

### આરસપરસની દુનયાં.

ઉપલા બનાવને થોડા મહીના પસાર થઈ ગયા. કેળવણીની બરકતથી અમાલતના આચારવીચારમાં આશમાન જમીનનો ફરક થઈ ગયો. રસ્યન પુસ્તકો વાંચયાથી તેની ન જર સનમુખ તદન નવીજ દુનયાં પ્રગટ થઈ. અગાઉ તે પોતાના પ્રાંતને દુનયાનો મોટો ભાગ સમજતો હતો, પણ હવેજ તેને સમ જ પડતી ચાલી કે તે તો સમુદ્રમાંના એક ટીપા સમાન છે. રસ્યન બહાદુરી અને દોલત વીશે તે તદન નવુંજ શીખવા લાગયો. પોતે અત્યાર સુધી તારતાર ભટકતી જીં દગી શા માટે ગુજારી તેનું કારણ તે હવે સમજી શકયો નહી, તેના બીજા ભાઈબંધ તારતારો પણ શા માટે કેળવણી ન લે. તે મનસે સવાલ કરતો જેમ જેમ તે પુસ્તકો વાંચતો જતો, તેમ તેમ વધુ અને વ ધુ વાંચવા તલબગાર થતો. જાણે તેને એક જાતનું ઘેલાપણું લાગયું હતું.

પણ એ સઘળું છતાં વરકોવસકી ખુ લ્લું જોતો કે બીજે વખત અમાલત તદને ચુપકીદી અખતયાર કરતો અને દલગીર ચે હેરે ફરયા કરતો. તેનુ મન ફેરવવા તે કોઈ કોઈ વેળા શેકારી રમત ઉભી કરાવતો. બંને વચે દોસતીનું નાતું ઠીક બાઝયું હતું. અ માલતની ઉદાસી તે સમજી ગયો હતો.

એક દીને વરકોવસકીએ એક શેકારી ટોળકી ઉભી કીધી. તેના તેડાને માન આપી વીશ બેગો પોતાના નોકરો ભેગા એકઠા મલ્યા.

દાઘેસતાનના પરવતો પર દીસેમબરનું બરફ જમા થવા લાગેલું હતું. લોખંડી દ રવાજાવાળા શેહેરની કીલ્લારૂપી દીવાલો સા થે કાસપીઅન સમુદ્રના તોફાની મોજાઓ લ ડત કરતા સંભળાવા શરૂ થયા હતા. રાત્રી એ વરસાદનાં જે નાનાં ઝાપટાંઓ પડતાં, તે જાણે આગલા દહાડાઓને માટે વીલાપ નાં આંસુઓ ખેરવતાં હતાં. જઈફ તારતારો પોતીકા બઉરકાઓ વગેરેથી લપેટાઈ ઠંડીને હાંકી કાઢવા કોશેશ કરતા જણાતા હતા પણ આ ગમઘોર દીવસો શેકારીઓ માટે સરસ ગણાતાં.

સમુદ્રની બીજી બાજુથી સુરજે જેવાં પોતાનાં દરશન દીધાં કે આપણી શેકારી ટો ળકી આરંભેલાં કામ પાછળ ઉમંગથી મંડી મુંલ્લાંના મુએઝીનના અવાજો તરતનાજ બંધ થયલા હતા અને અમાલત સાથે કરનલ અ ને તેના પરોણાઓ કાદવની કશી દરકાર ક રયા વગર દરબંડના ઉતર દરવાજા નજદીક આવી પુગયા. તેઓએ જે રસ્તો પકડયો તે લારકી તરફ જવાનો હતો જંગલી ઝાડો, જા નવરો અને ખડકોથી તે પુર હતો. શીકારનું તે સારૂ સ્થળ હતું.

ધારેલી જગયે આ તાંજ વરકોવસ્કીએ ત્રણ વખત રૂપેરી બયુગલ ફુંકયું. શેકારીઓ એક હારમાં ગોઠવાઈ ઉભા. કેટલાકો ઘોડા પર અને કેટલાકો પગ પર.

તે વખતે દાઘેસ્તાનનાં જંગલો જંગલી ઝનુની ભુંડોથી ઉભાઈ જતાં હતાં. એક ભુંડ નજરે પડયું અને તેને તરતજ ઠાર કરવામાં આવયું. થોડીવાર રહી એક બી જું મસ મોટું ઝનુની ભુંડ ઝાડીમાંથી તેમ ની તરફ ડોળા ગુરકતું ઉભેલું જણાયું. સો બતીઓથી છુટા પડેલા કરનલે તે પોતે બે જાન કરવા ઠરાવયું. તેણે નેમ તાકી, પણ તોટી ભુંડનાં માથાં પરથી સરી ગઈ. થોડી

વાર ભુંડ ધરૂજતું ઉભું. કરનલ પણ ઉભો રહયો. તેણે ભુંડને જખમી થયલું ધારયું અને આખરે તે આગળ વધયો, પણ ભુંડ હવે તેની સામે અતી ઝડપથી દોડી આવયું. કરનલે બીજો બાર કીધો, પણ ફકત દારૂગોળોજ બળયો. ટોટી બંદુક માંજ રહી ગઇ. ત્યાર પછી જે બનયું તે વીજળી સમાન હતું, ભુંડે એકદમ ધસી આવી તેને પાડી નાખયો અને ખોખરો કરવા લાગયું. વરકોવસકીએ ખંજર ખેંચી કાઢયું અને તેનાથી તે પોતાના હમનબરદને જખમી કરવા લાગયો. આથી તો ભુંડ વધુ ઝનુની બનયું. વરકોવસ્કીએ ખુલ્લું જોયું કે તેની અજબ નજદીક આવી હતી અને તેની શકતી લગભગ ગુમ થઇ હતી.

"મદદ ! મદદ !" તેણે બુમ પાડી. તેના સાથીઓ સો પગલાં દુર હતા; તેથી તેનો ધીમો સાદ તેઓ સમજે એ કરનલને અશકય લાગયું.

પણ એકાએક એક ઘોડેસ્વારનાં પગલાં તેણે સાંભળયાં. બંદુક ફુટવાનો આવાજ તેણે સાંભળયો અને '૮૫'નો પડઘા તરતજ સંભળાયો. ગોળી કાંઇ નરમ જગયામાં પેવશ થઇ હતી; તરતજ પોતાના શરીર પરથી જાણે પહાડ ઉંચકાતો હોય તેમ કરનલને જણાયું.

ભુંડ તેને પડતો મેલી પોતાના નવા હમનબરદ સામે ધસ્યું. હાથની કોણીનો ટેકો લઇ કરનલે ઉઠવા કોશેશ કીધી. તેની આંખયો આગળ જાણે પાતલુ ધુમસ ફરી વળયું હતું; તોપણ તેણે એક જણને પેલાં ઝનુની ભુંડ સાથે બાથોબાથ લડતો જોયો. પેલો શખસ ભુંડને હથયારથી જખમી કરતોજ ચાલયો હતો. આખરે પેલો શખસ લોહીથી ઝરઝરતો ઉઠયો. લોહી ઉપરાંત ફીણ તથા કાદવથી તે તદન લપેટાઇ ગયલો હતો. ભુંડની ડોક તેના શરીરથી તદન છુટી પડેલી હતી.

ભુંડને જેર કરનાર કોઇજ નહી પણ અમાલતબેગ હતો.

નબળાઇ છતાં વરકોવસ્કી ઉઠયો અને અમાલત તરફ દોડી જઇ બંને હાથ પોહોળા કરી બગલગીરી કરી તેનો ઉપકાર માનયો.

"ઉપકાર માનવાની કાંઇ જરૂર નથી." અમાલતે જણાવયું "મેં કાંઇ તમારી જીંદગી બચાવી નથી. મેં તો ફકત કીનો લીધો છે." ત્યાર પછી ભુંડ તરફ જોઇ તે બોલયો "આહા બદમાશ નીમકહરામ મારા જાન બચાવનારને અડકવાની પણ તેં કેમ હીમત કીધી? શું તું એને અને મને ઓળખતું નહી હતું ? તું નજીસ છે, તેમ તારાં કામ પણ નજીસ છે. ભલાંથી ભલું થાય, બુરાંથી બુરૂં બને !"

"અમાલત ! હવે આપણે એકસરખી સપાટીપર છીએ. મેં તારો જાન બચાવયો, તેં પણ આજે તેમજ કીધું. લેવડદેવડનો હીસાબ આજથી ચુકતે થઇ ગયો."

અમાલતે છાતીપર હાથ મેલયો અને તેના શરીરમાંથી નીશાસાનો અવાજ સંભલાયો. નીશાશો શાનો ? તેની પયારી સુલતાના જો આ જગયે હતે તો ભુંડ સાથની તેની લડત કેટલી બધી ખુશાલીથી જોતે ?

કરનલ વરકોવસકીએ બયુગલ પાછું ફુંકયું; તેના સરવે સાથીઓ તે જગયે એકઠા મળયા. કરનલે સઘળો બનાવ તેમની આગળ કહી સંભળાવયો અને દરબંડ આગળ આવતાં ટોળકી વીખરાઇ ગઇ. હમેશની પેઠે વરકોવસકી સાથે અમાલત તેને મકાને ગયો. પણ આ સઘળો વખત તે તદન ચુપ હતો. તેના સઘળા ખયાલો સુલતાનાએ છીનવી લીધા હતા.

વરકોવસકી પોતાના આ તારતાર મીત્રની ઉદાશીથી માહીતગાર હતો; તેથી તેણે તે ઉપર ઝાઝું મચક આપયું નહી, તે પોતે પણ પોતાની બાયડીના પયારમાં મસ્ત હતો કે જે તેનાથી હજારો માઇલ દુર હતી. તેઓ ફકત ચીઠીપત્રીએ પયારનો ઉભરો ખાલી કરતાં હતાં.

જઇસેકુ તઇસે મીલે ! તેજ એક બીજાની કદર બુજે !

---

## પ્રકરણ ૨૯ મું.

### સરદાર શેમારડન.

બીજા છ મહીના પસાર ! આ મુદત દરમીઆન ફકત એકજ વખત અમાલતે પોતાની પયારી સુલતાનાનો પેગામ નેફતાલીના મહોંથી સાંભળયો હતો. નેફતાલી ખામખા તે કહેવા આવયો હતો. અમાલતે

પણ તેનો પયારથી ભરપુર રૂકો લખી સુલતાના પર નેફતાલી મારફતે રવાના કીધો હતો. કહેવાની જરૂર નથી કે અમાલત અને નેફતાલી છુપી રીતે એક બીજાને રસ્તામાં મલ્યા હતા. આ મુલાકાત દરમયાન નેફતાલીએ અમાલતમાં ખુલ્લો ફેરફાર થયલો જોયો. તેણે જોયું કે અમાલત રશયનો તરફ ઢળેલો હતો અને વરકોવસ્કી પર કુરબાન હતો. અમાલતે વળી રશયનોની તારીફ નેફતાલી આગળ કીધી હતી. એ ફેરફાર સીવાય સુલતાના તરફનો અમાલતનો પયાર તો જેવો ને તેવો સાબુત બલકે વધેલો નેફતાલીને જણાયો.

પણ એક તારતારને મનથી રશયન તરફ ફીદાગીરી? એ તો હદજ થઇ, અકમેદખાન શું વીચારશે? શુ તે મુંગો બેસી રહેશે? અમાલતના આવા બદલાયલા વીચારો જોઇ શું તે પોતાની ખુબસુરત બેટીને નેકાહમાં અમાલતને આપશે?

નેફતાલીના જતી વેળાના આ બાતેનના વીચારો હતા.

નેફતાલી પાસે રૂકો રવાના કીધાને પણ ચારેક માસ થયા હતા અને હમેસ મુજબ અમાલત પોતાના સાથી વરકોવસ્કી સાથે ઘોડેસ્વાર થઇ આસપાસના પરાંઓમાં બેદરકારીથી ફરતો હતો. વાટમાં અને વાટમાં તથા જંગલની ઘટા જોતા જોતા તેઓ આ વેળા ઘણે દુર નીકળી ગયા, અને તદન અજાણી જગયે જઇ લાગયા. તેઓ એક ખંડયર આગળ જઇ પોંહોંચયા. થોડો વખત આરામ લેવાના ઇરાદાથી તેઓ તેનાં મેહેરાબમાં દાખલ થઇ અંદર પેઠા. જગયા ઝાડી ઝાંખરીઓથી ભરપુર તેમને જણાઇ. આ તદન એકાંત જગયામાં રસાલાના માણસો વગર આવેલો જોઇ કરનલને પસતાવો લાગયો. પોતાની સાથે અમાલત હતો તે માટે તે કાંઇ બીધો નહી, ઉલટો તે તેની હાજરીથી ખુશી થયો. પણ કાનારડીયન અને છેછેન લુટારૂઓની ટોળકીઓથી તે જાણીતો હતો. રખેને એવી એક મોટી ટોળકી આ ઠેકાણે ભરાઇ બેઠેલી હોય?

આ વીચાર મનમાં પેવશ થતાંજ તેણે પોતાનાં હથીઆરો પાછાં તપાસયાં. દરબંદથી તેઓ અતી છેટે હતા એટલે મદદની આશા રાખવી ફોકટ હતી.

મેહેરાબમાંથી અંદર દાખલ થયાને બે પળ પસાર થઇ નહી કે તેમને હથીઆરબંધ છ કીરઘીઓ યાને લુટારૂઓ સામે મળયા.

ખડકોના લીસાપણાની તથા ઝાડી ઝાંખરીઓથી નાશી જવું તદન અશકય હતું; બીજા હાથ પર બે જણાઓને છ હથીઆરબંધ લુટારૂઓ સામે થવામાં બેવકુફી હતી. વરકોવસકીએ તરતજ પીસ્તલની મુઠ પર હાથ નાખયો, પણ અમાલતે એકી નજરે સઘળો મામલો તપાસી પોતાના સોબતીને તેમ નહી કરવા ઇસારત કીધી, અને રશયન ભાષામાં જણાવયું "પીસ્તલને મુદલ હાથ લગાડતા ના, નહીતર આપણું આવી બનશે. ફકત તમે મારી આગળથી કદી ખસતા ના. હું જે કરૂં તે તમારે ફકત કરયા કરવું."

લુટારૂઓ તેમને જોઇ તેઓપર ધસ્યા; ફકત એકજ જણ બેપરવાઇથી ઘાસપર પડી રહયો. તેણે પોતાનું માથું ઉંચકયું, બંને જણાને જોયા અને પોતાના પાંચ સોબતીઓને ઇસારત કીધી, તેજ વેળા બંને જણાને ઘેરી લેવામાં આવયા, અને એક જણે વરકોવસ્કીના ઘોડાની લગામ પકડી.

બને માટે ફકત એકજ સામો હતો, પણ તે રસ્તો ઉતારૂઓના સરદારે સુઇને ઘેરી લીધો હતો.

"પયારા પરોણાઓ! મેહેરબાની કરી તમારા ઘોડા પરથી ઉતરશો?" સરદારે હસીને જણાવયું.

ઘોડાપરજ બેસી રહેવા વરકોવસ્કીને નીશાન કરી અમાલત પોતાના ઘોડાપરથી નીચે ઉતરી પડયો, અને સરદાર આગળ જઇ અતી બેદરકારીથી બોલયો! "સલામ આલેકુમ, બેરાદર! અલ્લાહ કરીમ! આજે તુંને જોવાની મેં મુદલ આશા રાખી નહીં હતી. હું તો ધારતો હતો કે એકાદ શીશલાકે પેલી જેહાનમાં તુંને કયે દહાડેનો પુગાડી દીધો હશે."

"અમાલત! તું ખોટી ઉતાવળી ગણત્રી કરે છે." સરદારે ભવાં ચઢાવી ઉતર વાળયો. "એવો બનાવ બને તે આગમચ તો થોડાંક રશયન અને તારા જેવાં તારતારોની લાસોના ખોખાં પેલાં ગરૂડ પક્ષીઓને ખવાડવા આશા રાખું છું."

"ભલા! તારા શેકારો કેમ છે?" જાણે કાંઇ સાંભળ્યુ નહી હોય તેમ અમાલતે સવાલ કીધો.

ઠાક નથી. રશયનો ભરાઇ બેસે છે. હાયકારાએ !" સરદારે વરકોવસ્કી પર નજર નાખી કહયું "થોડાંક ઢોરો અને દજનેક ઘોડાઓ મેં પકડયા છે. ખાલી હાથે પાછો ફરવા આજેજ હું વીચાર કરતો હતો પણ અલ્લાહ અકબર ! એક તવંગર બેગ અને એક રશયન કરનલને મારી આગળ મોકલી દીધો."

આ સાંભળી વરકોવસ્કી ઠંડોગાર થઇ ગયો.

"જયારે તારાં પંખેરાંઓ હવામાં ઉડતાં હોય ત્યારે વેચ ના." અમાલતે હસી ટીકા કીધી "પણ જયારે તે તારી હથેલીમાં હોય ત્યારેજ એવો વીચાર કરજે."

આ સાંભળી સરદારે બંદુક હાથમાં લીધી અને ઝનુનથી ડોળા કકડાવી પોતાના બંધીવાનો તરફ જોયું.

"અમાલત ! તું ઠીક મારા હાથમાં સપડાયો." તેણે જણાવયું "તારે યા તારા સોબતીઓ છટકી જવાની કોશેશ કરવી નહી. પણ કદાચ તમો સામા થવા વીચાર કરતા હશો." તેણે હસી વાકય પુરો કીધો.

"શેમારડન, ચાલ ! તું શું અમોને બેવકુફ ધારે છે? તમે છ જણા, અમે ફકત બેજ. અમો દોલતને પસંદ કરયે છીએ, લેકીન તે કરતાં પણ જીંદગી અમોને પયારી છે, અમો પકડાયા એટલે અમોને આપવું તો પડશેજ; લેકીન, તું હદ બાહેર રકમ માગતો ના તું જાણતો તો છે કે હું નીરાધાર છુ અને કરનલના કોઇપણ ખેસી નથી."

"તું નીરાધાર છે, લેકીન દલલાની આશા છે."

"તારી ભુલ છે. સબબ હું તો રશયનોના હાથમાં બંધીવાન છું."

"જો તું કેદીજ છે તો આ તક હાથ કરી નાહાસી કાં નહી જતો? હું તુંને તેમાં મદદ કરીશ. હું તુંને છુટો મુકું છું."

"છુટકો બક્ષનાર શખસ ફકત આ છે." અમાલતે વરકોવસ્કી તરફ આંગળી દેખાડી ઉતર વાલયો "એ મારો જામીન છે. રશયન સાંકળ સમાન જામીન પોલાદની છે."

---

## પ્રકરણ ૩૦ મું.

### જઈસેકું તઈસે મીલે.

"જો તારી પાસે નાણું નહી હોય તો ઘેટાં ચાલશે. સોફીરઅલીને લખી જણાવ અને તે સઘળી ગોઠવણ કરશે, તારાં મકાન પર તે દેખરેખ રાખે છે." લુટારૂ સરદાર શેમારડને જણાવયું "લેકીન આ કરનલ બાબદ વીશે બોલતા ના. હું જાણું છું કે એ પોતાના લશકરમાં કેટલો બધો લોકપ્રીય છે : તેથી જે કાંઇ રકમ હું માંગીશ તે આપવામાં આવશે, તોપણ આપણે જોઇશું. અલ્લાહની મેહેરબાનીથી હું કાંઇ યાહુદી નથી.

"શેમારડન ! જરા વીચાર કરી બોલજે." અમાલતે કહયું "અને અમો લડવા યા નાસી જવાનો વીચાર કરીશું નહી."

"હું તમારા સુખન માનું છું. કશા પણ દારૂગોળા તથા સીસાં વગર એનો છેડો લાવવા હું ઇચછું છું." તયાર પછી ધીક્કાર ભરી નજર નાખી તે બોલ્યો "અમાલત ! તું કેટલો હીમતવાન બનયો છે? વાહ, શું સરસ ઘોડો? શું સરસ બંદુક ! વારૂં તારૂં ખંજર તો મને દેખાડ ! શું તે કઉબામાં નથી બનાવેલું ?"

"નહી ! કીસલરમાં," અમાલતે હાથમાં પકડી કહયું "જો ! કારીગરીનો કેવો સરસ નમુનો છે? આ બાજુ પર એના બનાવનારનું નામ લખેલું છે. તુંજ વાંચ."

"અલી દુસ્તા કાસાનીશ્ચકી !" સરદાર અતી મુશકેલીથી નામ વાંચતો બોલ્યો. અમાલતે ખંજર પોતાના હાથમાંજ ધરી રાખયું હતું. શેમારડનનું ધયાન તે વાંચવામાં હતું તયારે અમાલતે પોતાના સોબતી તરફ તીણી નજરે જોયું. વરકોવસ્કી ધ્રુજયો.

વીજળી પેઠે એકાએક ખંજર ચમકયું અને શેમારડનની છાતીમાં મુઠવેર ગુમ થઇ ગયું. વરકોવસ્કી તરતજ મતલબ સમજયો. પીસ્તોલ તરતજ હાથમાં લઇ તેની મુઠથી પોતાની પાસેના લુટારૂના માથા પર સાબુત ફટકો મારી તેને જમીન પર પટકયો.

પોતાના સરદારને અને એક સાથીને જમીનપર પડતા જોઇ બાકીના ચારે લુટારૂઓ નાઠા.

નીરાંતે અમાલત પડેલાઓના ઝાડા ત પાસવા લાગયો.

"તેં જે કીધું છે તેને માટે તુને શા બાશી આપું કે નહી તે હું સમજી શકતો નથી." વરકોવસ્કીએ વીચાર જણાવયો "યુક્તી તે આખરે યુકતીજ ગણાય. પોતાના દુશમનો પર આ પ્રમાણે કીનો લેવો મને પસંદ નથી."

અમાલત અજાયબીથી પોતાના સોબતી તરફ જોવા લાગયો.

"હું અજબ છું" અમાલતે ઉતર વાળયો " આ લુટારાઓએ રશયનોને માહુ માહુ બોલાવી છે તે તમોને માલમ છે? પઇસા મેળવવા માટે આદમોના શરીરમાંથી ટીપું ટીપું લોહી કઢાવી આજાબ ગુજરતો તે તમે જાણો છો?"

"અમાલત! તું કહે છે તે ખરૂં" વરકોવસ્કીએ કહયું " પણ જુઠું બોલવું, એને તારા દોસત દાખલ બોલાવવો. તેની સાથે તેવીજ ઢપે વાતચીત કરવી અને પછી એકાએક તેનાં હઇયાંમાં ખંજર ભોંકી નાખવું! શું એ કરતાં બીજી રીતે એનો છેડો નહી આણી શકાતે?"

"નહી? કરનલ? નહી! જો મેં એ રીત અખતયાર નહી કીધી હતે અને જો જરા આપણે બેધયાનપણે પણ ખસયા હતે તો એના સાથીઓએ કયે વખતના આપણને કયા મતમાં પુગાડી દીધા હતે. એથી મુળનેજ આપણે પકડવો જોઇએ; જ્યારે શેમારડન મારયો ગયો ત્યારે એ લોક કેવા નાહાસી ગયા?"

વરકોવસ્કીએ ફક્ત ડોકું હીલવયું. અમાલતે તો સરદારના ખીસાં ખાલી કરવાનું કામ ચાલુજ રાખયું. એ કામથી ફારેગ થયા પછી પેલા બીજા સાથીનો પોશાક ઉતારવા મંડયો, પણ તેણે હાલચાલ કીધી. અમાલત થોબયો અને તેનો ચેહેરો બારીકીથી તપાસ્વા લાગયો.

"અકમેઠખાનનો નોકર!" અમાલતે જણાવયું "તું આ લુટારૂઓની ટોળકીમાં કેવી રીતે સામેલ?"

"શયતાને મને લલચાવયો." નોકરે લથડતી ઝબાંએ જણાવયું "હકીમ ઇબ્રાહીમને કેમેકના ગામમાંથી એકદમ તેડી લાવવા અકમેઠખાને ચીઠી આપી મને મોકલયો, અને હું ખુરઝુકથી ત્યાં જવા નીકળયો. રસ્તામાં શેમારડનને હું મળયો, જેણે મને પોતાની સાથે આવવા સમજાવયો. લુટની મને લાલચ દેખાડી. હું તેની પુઠે—"

"ઇબ્રાહીમ તબીબને એકદમ ખુરઝુક તેડી લાવવા તને મોકલયો?" અમાલતે અધીરાઇથી તેને બોલતો અટકાવી પુછયું.

"હા."

"કોણ બીમાર છે?"

"સુલતાના બાનુ!"

"બીમાર! સુલતાના બીમાર?"

"હકીમને માટે આ ચીઠી!" નોકરે એક રૂકો અમાલતના હાથમાં મેલી જણાવયું, જેની સાથે થોડાક સીક્કા વીંટાળેલા હતા.

અનામત ઉજળો પુની બની ગયો. ધુજતે હાથે તેણે તે ચીઠી ઉખેડી વાંચી: "મારી બેટી ખાતી નથી; ત્રણ દીવસ થયાં એ મુદલ ઉંઘાઇ નથી; એ બડબડયા કરે છે; જીંદગી જોખમમાં છે; કાંઇ પણ કરી બચાવ."

"યા અલાહ! યા અલાહ! મારી સુલતાના જયારે મોતને બીછાણે છે ત્યારે હું તે વખતે હસું છું, મજાહ કરૂં છું. મારા હઇયાના હાર! મારી ચશમ! મારી પયારની પુતળી! અરે વરકોવસ્કી! મને અહીંથી જવા દો! એકદમ એને મને જોવા દો."

"તું શું જોવા માગે છે?"

"સુલતાનાને હું ભેટવા માગું છું!" અમાલતે ઉતર વાળયો "તમે જાણો છો કે એની પર મારો કેટલો બધો પયાર છે. દુનયાં કાં નહીં મને પોતાના પેટમાં ગરક કરતી?"

વરકોવસ્કીને લાગી આવયું. પણ તે કરે શું? અમાલતની હાજરી માટે તે શું પોતાની સરકારને જામીન નહી થયો હતો? પણ બીજા હાથ પર અમાલતે શું તેની જીંદગી બે વખત બચાવી નહી હતી?

"બેરાદર! જયાં તારૂં હઇયું તને લઇ જાય ત્યાં જઇ આવ." વરકોવસ્કી આખરે બોલયો. "ખુદા ખાતર તારૂં મન ફરે નહી."

અતી ખુશહાલીથી વરકોવસ્કી સાથે હાથ હલાવી, ઘોડાપર બેસી, પેલી ચીઠી ખીસામાં મેલી અમાલત ત્યાંથી વીજળી ઝડપે નીકળી ચાલયો.

બીજા હાથપર પેલા જખમી નોકરને ઘોડા પર બેસાડી વરકોવસ્કી તેને દરબંદ લઇ ગયો.

## પ્રકરણ ૩૧ મું.

### સમશેરથી ચુકાદો.

તે દહાડે સાંજે અમાલતનો ઘોડો જ મીન પર પછડાયો તે પાછો ઉઠી શકયો નહી. તેણે બીજો લીધો અને ખાધાપીધાનો વીચાર કરયા વગર કુચ ચાલુ રાખી. બીજે દીને ખુરઝુક તેની નજરે પડયું. સહવારના અગ્યારનો સમો થયો હતો. જેમ જેમ તે નજદીક આવતો ગયો, તેમ તેમ તે વધુ ચીંતાતુર બનયો. ખાનના કીલ્લાના મીનારાઓ જયારે તેની નજરે પડયા ત્યારે તે ધ્રુજયો. તે કાંઇ જોઇ શકતો નહી હતો; જાણી શકતો નહી હતો.

"અહીં હું મોત યા જીંદગી જોઇશ ?" તેણે સવાલ કીધો, અને ઘોડાને વધારે ઝડપથી ચાલવા એડી મારી.

એક હથયારબંધ ઘોડેસ્વારને ખુરઝુક તરફથી અને બીજાને સામેની દીશા તરફથી આવી સામસામા ધુરકાધુરકી કરતા તેણે દીઠા. બંને એકબીજાને ઓળખતાંજ અકેકની સામે ગયા. તેઓ બંને દોસ્તો યા દુશમનો હતા ? ધીકારને ફકત ગરૂડની પાંખ હોય છે. તેઓ બંને દુશમનો હતા. બંનેએ પોતપોતાની શમશેર હાથમાં ઉપાડી; સામસામે નજદીક મળતાંજ તેઓએ એક બીજાપર હુમલો કીધો. બંનેમાંથી કોઇપણ એક હરફ બોલયું નહી. શાશકા યા શમશેરો એક બીજા સાથે અથડતાં જે આવાજ કરતી તે શું તેઓ તરફથી બોલતી નહી હતી ? તેઓ અમાલતનો રસ્તો ઘેરી ઉભા હતા. અમાલત અજાયબીથી તેઓને જોતો ઉભો હતો. તોપણ ઝપાઝપી થોડાજ વખતની હતી. જે તરફથી અમાલત આવયો હતો તે તરફથી આવનાર ઘોડેસ્વાર મડદું થઇ ભોંયે પટકાયો. માથાપરથી આંખ સુધી કારી જખમ થયેલો હતો. જીતનારે નીરાંતથી શાશકા લુછી અને અમાલત તરફ જોઇ કહયું. "ભલે પધારયા ! તમે જોયું તો હશે."

"એક આદમનું મોત મેં ફકત જોયું છે. તમોને તે શું કારગત લાગવાનું છે ?"

"આ માણસે મને ગુસ્સે કીધો; મેં કાંઇ એને કતલ કીધો નથી—એમાં અલ્લાહનો હાથ છે. તમારી હાજરીની મને જરૂર એટલા માટે કે તમો શાક્ષી રહો કે મેં કાંઇ એને મારી નાખયો નથી. પણ શમશેરબાજીના દાવપેચમાં એ હારી ગયો છે. એ જ રીતે મને મારી નાખવા એણે આગળ કોશેશ કીધી હતી. અમે શું શમશેરબાજી નથી ખેલયા ?"

"ખચીતજ !" અને જયારે જરૂર પડે તયારે તમે કસમ લેશો ?"

"સચાઇના સમ ખાવામાં હરકત કાંઇ નથી."

"મહેરબાની ! મહેરબાની ! હું તમો પાસે ફકત એટલુંજ માંગી લઉં છું. મને તમારાં નામની જરૂર નથી. કારણકે હું તે જાણું છું."

"પણ તમે શા સારૂ મરાઇ પડયા ?" અમાલતે સવાલ કીધો "તમે અકેકના જીવજાનના દુશમનો હોવા જોઇએ."

"તમે કહો છો તેમ અમે જીવેજાનના દુશમનો છીએ. અમે ભાગમાં વીસ મેંઢાં પકડયાં. કાયદા મુજબ દસ મારાં અને દસ એનાં. મારો હક સ્વીકારવા એણે ના પાડી અને મને કારગત નહી લાગે એવી મતલબથી જબેહ કીધાં. એટલાથી નહી ધરાતાં એણે મારી ઝોરૂની નીંદા કીધી. એના કરતાં એ બદમાસે જો મારા પેદર યા માદરને શ્રાપ દીધા હતે તો બહેતર કરતે. મારી બાયડીની નીંદા સાંભળી ખંજર સાથે હું એની સામે ધસયો, પણ અમો બંનેને છુટા પાડવામાં આવયા. આથી કોઇ દાહાડે જયારે અમો સામાસામા મલયે તયારે એનો નીવેડો લાવવા અકેકને કબુલાત આપી, તમે જોયું હશે કે અમે આજે મલયા, લડયા, અને એ મારયો ગયો. અલાહે ખરા હકનો બચાવ કીધો."

"કદાચ તમે ખાનને તયાં ખુરઝુક જતા હશો," તે ઘોડેસવારે સહેજ થોભી જણાવયું.

"હા!" મરણ પામેલા સ્વાર પરથી પોતાનો ઘોડો કુદાવી જઇ અમાલતે જણાવયું.

"પણ તમે ખરાબ વખતે જાઓ છો." ઘોડેસ્વારે ડોકું ધુણાવી કહયું.

અમાલતનું સઘળું લોહી ધાઇ આવયું.

"અકમેઠખાનના મકાનમાં કાંઇ દલગીર બનાવ બનયો છે ?" તેણે સવાલ કીધો.

"તેવણની એક પુરી બેટી સુલતાના અતી બીમાર છે–મોતને કીનારે છે."

"તે અત્યારમાં મરણ તો નહી પામી હોય ?"

"કદાચ એક કલાક આગમચ જયારે હું અહીં આવવા નીકલ્યો ત્યારે તેણીની જીંદગીથી સઘળી આશા છોડી દીધામાં આવી હતી." ઘોડેસ્વારે અમાલતને ખબર આપી "સઘળી ઓરતો રડતી હતી. ખુરઝુક જાણે રશયનોએ લીધું હોય તેમ સઘળા મરદો વીલાપ કરતા હતા. તોપણ જો તું એને જીવતી જોવા માગતો હોય તો એકદમ અહીંથી ઘોડો દોડાવી જા."

અમાલતે બીજો સવાલ કીધોજ નહી. ઘોડાને એડી મારી હરણી પેઠે ખાનના મકાન તરફ જવા લાગયો.

---

## પ્રકરણ ૩૨મું.

---

### આશકની આશા.

એકાએક અમાલતના આવવાથી આખું ખુરઝુક હળમળી રહયું. કોઇને પણ મળયા ભેટયા વગર ઘોડાપરથી ઉતરી અમાલત સીધો સુલતાનાના ઓરડામાં ઘુસ્યો. ઓરડામાંનાં સરવ જણાં તેને જોઇ ચીચયારીઓ પાડવા લાગયાં, જે સાંભળી સુલતાનાએ આંખયો ખોલી. તેણીએ પોતાના આશકને તરતજ પીછાણયો. તેણીના ફીક્કા રોખસાર પર સહેજ રતાશ ચઢી આવયો. પોતાના આશકને જોવાજ ફકત જાણે તેની જીંદગી થોભી હતી. પોતાના હાથનો ટેકો લઇ તે તકીયા સાથે અઢેલાઇ બેઠી. તેણીની આંખયો હીરા સમાન ચળકતી હતી.

"અમાલત ! શું તું છે ?" અમાલત તરફ હાડપીંજર જેવા હાથ લંબાવી તેણીએ ધીમે સાદે સવાલ કીધો.

"અરે એ બોલે છે ! બોલે છે," અમાલત પોકારી ઉઠયો. સઘળાંઓ દમ ઉંચો રાખી ઉઘાડા મહોં સાથે ઉભાં રહયાં.

"અલાહે મારી મુરાદ બર લાવી" સુલતાના બોલી "હવે હું નીરાંતે મરીશ; હું સુખથી મરીશ." અને તે બીછાણાપર લાંબી થઇ પડી.

આ વેળા સરવેએ નીરાશીથી ચીચયારીઓ પાડી. બધાં તેણીને મરણ પામેલી ધારવા લાગયાં.

પણ દરદીના હોઠોપર હસ્વું હતું. તેણીની આંખયો બંધ હતી; ફકત તેણી પાછી બેશુધ થઇ હતી.

અમાલતે નીરાશીથી તેણીનો હાથ પોતાના હાથમાં લીધો. સુલતાનાના માદર પેદરના ઠપકાની તેણે કશી દરકાર કીધી નહી. આખરે તેઓએ તેને ઘસડી ઓરડામાંથી બાહેર કાઢયો. અમાલતની હાલત આ વેળા એક છાકટ મીશાલ હતી. બારણાંની બાહેર ઉંબર આગળ બેસી તે ડુસકે ડુસકે રડવા લાગયો અને અલ્લાહની યારી માગવા લાગયો.

ઉશકેરાણીથી સુલતાનાની જીંદગી જલદી ખતમ થશે એમ સરવ કોઇ ધારતું હતું પણ તેથી ઉલટુંજ બનયું. અમાલતની હાજરીએ તેણીનામાં નવી જીંદગી આવી. હકીમ ઇબ્રાહીમ કુદરતની કરામતપર આફરીન કરવા લાગયો અને અલ્લાહની રહેમદીલી માટે સરવ અલ્લાહને યાદ કરવા મંડયાં.

રડવાથી અમાલતના જીવને ખલાસી મળી. તેની સમજશકતી પાછી ઠેકાણે આવી. બારણાની બાહેર તે હવે ઉભો અને સુલતાનાની માદરને કબુલાત આપી કે તેમની મંજુરયાત વગર તે ઓરડામાં જશે નહી. કબુલાતનો ભંગ કરતો અટકાવવા અકમેઠ તેની પીઠ પાછળ ઉભો રહયો.

આખરે સુલતાનાએ નીસાસો નાખયો. તેણીએ આંખયો ઉઘાડી અને આસપાસ નજર કીધી. ત્યાર પછી પોતાની માદર ભણી જોઇ બોલી: "પયારી માદર ! આજે મને ઠીક લાગે છે ! સઘળું હસતું રમતું જણાય છે ! અરે મેં ઘણું ખમયું છે ! ખ્વાબમાં મેં અમાલતનો ચેહેરો અતી ચીંતાથી મારી તરફ જોતાં દીઠો. મને એ જોઇ કારી ધાહ લાગ્યો. અરે ! કોઈ જઇ અમાલતને ધીરજ આપો ! જઇને કહો કે દલગીર ના થા !"

અમાલત બારણા બાહેર સઘળું સાંભળતો ઉભો હતો. તેની આંખયોમાંથી આંસુઓ ખરતાં હતાં. તેની પીઠે અકમેઠખાન પણ રડતો હતો. અમાલતે અંદર જવા માગ્યું.

"કાલે ! કાલે !" અકમેઠે અટકાવી જણાવ્યું.

અને ખરેખર ! બીજે દીને અમાલત ને સુલતાનાના બીછાણા આગળ જવા દેવા માં આવયો.

બંને આશક માશુક એક પણ શબ્દ બોલ્યાં નહીં; પણ તેમના બદનમાં શું થ તું હતું તે તેમની આંખ્યો ખુલ્લું દેખાડ તી હતી. બંનેની આંખ્યોમાંથી આંસુઓ ટ પકતાં હતાં, પણ તે ખુશહાલીનાં હતાં. આ શકની આશાનાં હતાં; માશુકની માયા નાં હતાં.

"હવે હું સુખી છું." સુલતાનાએ આખરે ઝબાં ઉપાડી.

"તમે સુખી, સરવ સુખી !" સુલ તાનાની માદરે જણાવયું. "દીકરી ! જલ દી ઉઠી નેકાહનું સુખ જો !" "આમીન !"

દહાડાપર દહાડા પસાર થવા લા ગયા. સુલતાના સુખમાં પાછી તનદ રોસતી મેળવતી ગઇ, પણ બીજા હાથ પર અમાલત વધુ અને વધુ કુ જરો થતો ચાલયો. તે વધુ અને વધુ ઉદ સ દેખાવા લાગયો.

---

## પ્રકરણ ૩૩ મું.

---

### પયાર કે ફરજ ?

"પયારા ! હવે આપણે પાછાં મળયાં ત્યારે ઉદાશી શાની ?" સુલતાનાએ એક વ ખતે પુછયું.

"શું તું જાણુતી નથી ? આપણને છુ ટાં પડવાનો વખત શું આવી પહોંચયો નથી ?"

"પણ શા માટે ?"

"સઘળું તારા પેદર પર આધાર રાખે છે. અકમેઠખાનને લીધે આ સઘળું બનયું અને મને લાગે છે કે અકમેઠને લીધેજ હું જાન પણ ગુમાવીશ. સાંભળ ! તું જાણુતી તો હશે કે તારા પેદરની ઉશકેરણીથી રશય નો સામે મેં જંગ મચાવયું, તેમાં હું પક ડાયો, મને મારી નાખવાની સજા કરવામાં આવી અને અત્યારે તો પેલી જેહાનમાં વા સો પણ મેં કીધો હતે, પણ એક રશયન અમલદારે વચે પડી મારી જીંદગી બચાવી. તે મારી જીંદગી બલકે હાજરીનો જામીન થયો. તેણે મને રશયન પુસ્તકો વાંચતાં શી ખવી નવી દુનયાં દેખાડી; મારી નજર ઉ ઘાડી. તારતારોના કટા દુશમનો કેટલા માયાળુ છે તે મેં નજરેનજર દીઠું. પ ઉગી તબ બુજેગી ! પણ તારા પેદરના તો કટામાં કટા વેરી રશીયનો છે: તેથી શું તે રશયનોના એક હેમાયતીને પોતાની બેટી નેકાહમાં આપે ? તારા પેદરનો ખવાસ જોતાં દુનયા ગરક થાય તોપણ નહી. મારી ઉદાસી નું એજ કારણ છે. સુલતાન ! જો તારો પે દર એ રશયનો સાથે દોસ્તી કરે તો સઘળો વાંધો પતી જાય અને આપણા સુખમાં કશી નડતલ નડે નહી."

"તું મારા પેદરનો ગુસ્સો જાણે છે તો ખરો ! દર દીવસે રશયનો સામે તેનું ઝનુન ઉશકેરાતું જાય છે; તેનો ધીક્કાર વધ તોજ ચાલે છે. વળી અધુરામાં પુરૂં, જે નો કરને તેણે હકીમ ઇબ્રાહીમને બોલાવી લાવવા મોકલ્યો, તે નોકરને એક રશયન કરનલે મારી નાખયો."

"સુલતાના ! એને માટે હું દલગીર છું. પણ એજ બનાવથી તો હું અહીં આવી તારી કીમતી જીંદગી બચાવવામાં મદદ કરી શકયો, તે બીના શું તારો પેદર ભુલી જાય છે ? જો આ નોકર જીવતો હતે તો અત્યારે તું કબરવાસી થઇ પણ હતે."

"તારે ગમે તો મારા પેદર સાથે ન શીબ અજમાવ.

"શું આ મારી પેહેલીજ કોશેશ તું ધારે છે ? દર વખતે જયારે હું વાત છેડું ટો ત્યારે એનો ઉતર આ છે ! "રશયનોનો છું દુશમન બનવાના કસમ લે, અને હું તને સાંભળીશ. આ તારા પેદરનો ઠરાવ છે."

"એની મતલબ એ છે કે આપણને આ શા તદન છોડી દેવી જોઇએ."

"શા માટે ? અમાલત તેણીની વધા રે નજદીક જઇ હાથ પોતાના હાથમાં દા બતાં બોલયો "ખુરઝુકમાં શું ખુંટો દાટયો છે? જો તું મને ખરેખર ચાહતીજ હોય તો આપણે કાં નહી નહાસી જઇએ? રશયનો આ પણને પુરતો આશ્રો આપશે."

"યા અલ્લાહ ! એ તું શું બોલે છે? શું હું કાંઇ અનીતીવાન ઓરત છું કે મારા આશક સાથે નહાસી ફરતી ફરૂં ? મારાં આબ રૂદાર મકાનના શું હું કાંકરા કરૂં ? મારાં ખાનદાનને શું હું બેઆબરૂ લગાડું ? અરે અમાલત એવો બેવકુફી વીચાર તારા મનમાં પેવશજ કેમ થયો ?"

"જો તું મને ખરેખર ચાહતી હોય તો એમ કરયા સીવાય બીજો કશો ઇલાજ નથી. રફતે રફતે સઘળું વીસરાઇ જશે અને તારો પેદર પણ ઠેકાણે આવશે. રશયનો સાથે સલાહ કરાવવા આપણે કોશેશ કરીશું : એટલે આખરે તો પરીણામ સારૂંજ આવવાનું." અમાલતે તકરાર લીધી.

"અલ્લાહ કરે ને મારા પેદરને રશયનો સાથે દોસતી થાય."

"હવે તું ડાહી વાત કરે છે. હાથ ચાટે કાંઇ પેટ ભરાતું નથી; મહેનત વગર મળતું નથી. દરેક બાબદમાં જોખમ તો હોયજ; જો તું જોખમ ખેડે તો આપણે સુખ હાંસલ કરયે, એટલુંજ નહી પણ તારા પેદર સાથે રશયનોને સલાહ કરાવવામાં સવળતા મળે. માટે વીચાર કર ! મારીપર તારો પયાર ખરો છે તે જો તું દેખાડવા માંગતી હોય તો મેં સુચવેલો મારગ અખતયાર કરવા તઇયાર થા. કોશીશ ! કોશીશ ! કોશીશ વગર કાંઇ વળવાનું નથી. બોલ ! હા કે ના ? "

" પયારા અમાલત ! માદર પેદર તરફની ફરજનો અનાદર કરવા તું મને લલચાવના. આ જીગર પયારથી લચલચી શકયું છે, લેકીન પયાર કરતાં ફરજનો દરજજો વીશેશ છે. "

"હા યા નહી !" અમાલત વચમબોલી ઉઠયો. " મને બીજો જવાબ જોઇતો નથી."

"જયારે તું બોહોંશજ કરે છે તો મારા પીયારા હા ! મારા પયારા હા !

ખુશાલીથી અમાલતે પોતાના બંને હાથ પોહોળા કીધા.

"આપણા હઇયાં આજથી એકત્ર છે; વચમાં ગમે તેટલા કાંટા નડશે તોપણ આપણો પવીત્ર પયાર છુટો પડવાનો નથી. આપણું કીસ્મત એકજ છે, આપણું જીગર એકજ છે, આપણી જીંદગી એકજ છે અને આપણું ભવીશ પણ એકજ છે. અલ્લાહનું નામ મહોંપર લઇ ચાલ આપણે જઇએ. "

---

## પ્રકરણ ૩૪ મું.

---

### અકમેઠનો ઠરાવ.

કેવી રીતે નાસીજવું તેની ગોઠવણ બંને આશકમાશુકે સપાટામાં કરી દીધી. ફરજંદે ફરજ વીસારી દીધી હતી; પયાર ફતેહમંદ થયો હતો. પણ ફરજ અને પયાર વચેની ખરી લડત તો હવે શરૂ થઇ હતી. આદમ ચાહે શું અને અલ્લાહ કરે શું ?

ગોઠવણ મુજબ અમાલતે અફવા ફેલાવી કે તે બીજે દીને શીકારગાહે દુર નીકળી જવાનો હતો અને ત્રણ દીવસ રહી પાછો ફરનાર હતો. પણ સુલતાનાને જણાવયું હતું કે પેહેલેજ દીને રાતના તેની સાથે નાશી જવા તેણીએ તઇયાર રહેવું : સબબ તે રાતે કોઇ નહી જાણે તેમ તે પાછો ફરનાર હતો. કયાં મળવું તે જગયા તેઓએ નક્કી કીધી હતી. રાત અંધારી હોવાથી તેમને માટે ઘણી સવળતા ભરી હતી. ઘોડાઓનો બંદોબસત કરવા અમાલતે માથે લીધું હતું. એક વખત ઘોડેસવાર થયા કે પછી કોણની મકદુર કે તે તેમને અટકાવે ? એક બકીથી આ ગોઠવણપર મોહોર મારવામાં આવી.

આખરે આશાવંત સહવાર આવી પોંહોંચી. ખુરઝુકના બે સેતારાઓ ધડકતી છાતી સાથે રાત પડવાની રાહ જોતાં આરજુમંદ થયાં.

બપોર પણ પડી, જેટલા વખતમાં અમાલતે ગુપચુપ ઘોડાઓ તથા હથીઆરો વગેરેની તઇયારી કરી દીધી.

ચારના ઠોકા સંભળાયા. એ વખતે તારતારો પોતાનું ભોજન જમે છે અને સેતરંજી આસપાસ સરવ ભેગાં મળે છે, પણ અકમેઠખાન આજે તદન ઉદાશ હતો. તેની પાપણ ઉપર કાળાશ ચહડી આવયો હતો. ઘડીકમાં તે પોતાની બેટી તરફ જોતો, તો ઘડીકમાં પોતાના પરોણાપર નજર ફેંકતો હતો. વારંવાર તેના ચેહેરા પર ગુસ્સાનું વાદળ પંથરાઇ જતું હતું.

સઉ સઉની ભુખ મુજબ પકવાનને ઇનસાફ આપી સરવે ઉઠયાં. અકમેઠ હવે અમાલતને ચોગાનમાં લઇ ગયો. શીકાર માટે ઘોડાઓ તઇઆર બાહેર ઉભા હતા; અમાલતના ચાર નોકરો પોતાના શેઠની રાહ જોતા ઉભા રહી ખાનના નોકરો સાથે વાત કરતા હતા.

"ચાલ અમાલત ! હું પણ આજે શીકારે આવું છું. " અકમેઠે જણાવયું " હવા ખુશનુમા છે અને રાત પડવા આગમચ

તો આપણે પક્ષીઓ વગેરેનો સારો જેવો જથો" મારી શકીશું.

અકમેઠની મરજીને તાબે થયા વગર અમાલતનો છુટકો જ નહી હતો, બંને જણા ઘોડાઓપર સવાર થયા. બંનેએ સાથે સાથે ચાલુ મુકયું. અમાલત ઉદાશ હતો; અકમેઠખાન ચુપ હતો.

ડાબા હાથપર એક ડુંગરવાસી અતી મુસીબતે ચહડતો હતો તેના ગળામાં ઘઉં થી ભરપુર એક કોથળી લટકતી હતી. તેના ખભાંપર એક બંદુક આડી મેલેલી હતી. અકમેઠે ઘોડો થોબાવયો અને તેની તરફ આંગળી દેખાડી અમાલતને જણાવયું: "પેલા જઈફ તરફ નજર કરજો! આ લીસા ખડકો પર પોતાની જીંદગીને જોખમે નરમ જમીનની શોધમાં ચઢે છે કે જેથી તે ઘઉં વાવે; પોતાના લોહીથી એ ઘઉં એકઠા કરવા શકતીવાન થાય છે. એનો મુલુક કંગાલ છે; એ મુલુકમાં જીંદગીનો ભરોસો નથી. ભલા! અમાલત! એને પુછ કે તું તારા મુલુકને એટલો બધો કાં ચાહે છે? બીજા ફળદરૂપ દેશમાં શા સારૂ નથી જતો? એનો ફકત તે એટલોજ ઉતર વાળશે કે "આ મારી બાપીકી જનમભુમી છે; અહીં હું તદન સ્વતંત્ર છું; હું કોઈને ખંડણી આપતો નથી. આ બરફ મારી મગરૂરીનો બચાવ કરે છે; મારા સ્વતંત્રપણાનો બચાવ કરે છે." આ સ્વતંત્રપણું રશયનો છીનવી લેવા માગે છે, અને અમાલત! તે છતાં તું રશયનોની ગુલામગીરી કરવા માગે છે."

"ખાન! તમો સારી રવેશે જાણો છો કે જોર જુલમથી રશયનોએ મને જીતયો નથી, પણ માયાથી મને માહત કીધો છે. હું કાંઈ તેમનો ગુલામ નથી, લેકીન તેમનો દોસ્ત છું."

"રસયનોના ખેરખાહ હેમાયતી થઈને તું તારતારોને હીનપસતી લગાડે છે, સોનાની સાંકળ શોધે છે, કરનલ વરકોવસકીને ખરચે ગુજરાન કરે છે."

"અકમેઠખાન! એવી રીતે બોલોના. વરકોવસકીએ મને નીમક રોટી આપી તે આગમચ મારી જીંદગી બચાવી. તે મને ચાહે છે; હું તેને ચાહું છું. આ મારો વીચાર છે, અને હવે એ બાબદ પર છેલ્લું ઢાંકણુ વાળયે."

"તારી ભુલ છે. કુફરો સાથે દોસ્તી કોઈ દીન હોય નહીં. આપણો પેગમબર શું કહે છે?"

"અલ્લાહ ખાતેર પવીત્ર પેગમબરનું નામ ખોટી રીતે ઝબાનપર લેવો ના, પાક પેગમબર દરેક આદમને એકબીજાને ચાહવા ફરમાન આપી ગયા છે; એકબીજા સાથે દોસતી રાખવા કહી ગયા છે. દુશમનોને પણ દોસતમાં ફેરવી નાખવાની કોશેશ કરવા જણાવી ગયા છે, તમે કાંઈ મુલ્લાં નથી કે મને ધરમના શબકો આપો. ચાલો, આપણે બીજી વાત કરીએ."

"અમાલત! છેલ્લી વખત એક દોસ્તની શીખામણ માનશે?" અકમેઠે જણાવયું, "રશયનોને છોડી દઈ અમારી સાથે રહેશે? હું જાણું છું કે દરબંડ પાછો ફરવા કબુલાત તું આપી આવયો છે, પણ તે વીચાર માંડી વાળ."

"નહી, કદી નહી! મારી કબુલાત એક કસમ સમાન છે, હું જાણું છું કે મારાં ભવીશના સુખના ભોગે હું એ કબુલાત પાળવા માગું છું."

"જો એમજ છે તો સાંભળ." અકમેઠખાને જણાવયું "બુરૂજમાં ગુમ થતા આ આફતાબના હું કસમ ખાઈ જણાવું છું કે મારા જમાઈ દાખેલ કોઈ પણ રશયન હેમાયતીને હું કબુલ કરવાનો નથી."

"અકમેઠ ખાન!"

"મને પુરૂં કરવા દે. સુલતાના પરનો તારો અખંડ પયાર અમે સરવેએ જોયો છે. મારી બેટી તારીપર કુરબાન છે તે પણ અમે જાણીયે છીએ. તમો બંને નેકાહના ગાંઠથી જોડાવાના છો એ પણ આખું આવારી જાણે છે. તું જયાં સુધી રશયનોથી તદન અળગો થાય નહી તયાં સુધી તારી સાથે વધુ વહેવાર રાખવા હું ના પાડું છું. સલામ" અને પોતાનો ઘોડો ફેરવી અકમેઠ તયાંથી જતો રહયો.

અકમેઠના આ સુખનો અમાલતને મનસે ફુટેલા તોપના ગોળા મીશાલ હતા. નીરાશીમાં તે તદન કચડાઈ ગયો હતો. એક કલાક સુધી તે બેધયાનપણે જયાંનો તયાં ઉભો રહયો. રાત પડવા માંડી હતી. અંધારૂ ફેલાવા લાગયું હતું.

## પ્રકરણ ૩૫ મું.

### બદલાયલા વીચારો.

દાગેસ્તાનનો બળવો દાબી દેવાની મતલબથી કરનલ વરકોવસ્કીએ પોતાના લશકર સાથે કીઆફીર કઉમીકના ગામ આગળ પટાવ નાખયો હતો. કરનલના તંબુની નજદીક અમાલતનો તંબુ હતો. અમાલતનો સાવકો ભાઇ સોફીરઅલી શએર ગાતો શરાબનો પયાલો ઉઠાવતો હતો. અમાલતને સોહવાઇ જાય એવી મતલબથી વરકોવસ્કી તેને લારકીથી પોતાની સાથે લઇ આવયો હતો. પણ અમાલત તો આગળ કરતાં વધુ ઉદાશ હતો. તકીયાઓનો ટેકો લઇ તે સેતરંજી પર ગુરગુરી તાણતો અઠેટાયલો હતો. વારંવાર તેના મહોંમાંથી ગુરગુરીનો ધુંવો બાહેર નીકળતો હતો.

"અલ્લાહ કસમ! આ શરાબ અચછો છે." સોફીરઅલી પયાલામાં વધુ શરાબ નામતો બોલયો "અમાલત! જરા ગટાવ કે તારી સઘળી ઉદાશી અને અયાશી નીકળી જાય. શરાબમાં જે પ્રમાણે બુચ તરે તે મીશાલ ખુશ લેહેરમાં તારૂં હઇયું તરશે. શરાબની સીફતમાં હાફીઝે શુ લલકારયું છે તે તું જાણે છે?"

"સોફીર! તું હવે અતેરૂં કરે છે. હું જાણું છું કે હાફીઝ ઉપરાંત શેખ સાઆદીના શરાબ વીશેના સખુનો તારી ઝબાન પર રમે છે."

"અમાલત! મુજ ગરીબ સોફીર પર તું ફોકટ ખફા થાય છે. લે આ સુલતાનની તનદરોસ્તી!"

"મેં તુંને કેટલી વખત કહયું છે કે જયારે તું શરાબ પીતો હોય તયારે એનું નામ ના લે?"

"તયારે લે આ રશયનોની સલામતી!"

અમાલતે ખભાં હીલવયાં.

"માસલ્લાહ! હવે તો હદ થઇ! તું મને રસ્યનોની પણ સલામતી લેવા દેતો નથી." સોફીરે કહયું.

"રશયનોએ તારૂં શું સુધારયું છે કે તું એમની સલામતી લે છે?" અમાલતે સવાલ કીધો.

"તયારે એઓએ તારૂ શું બગાડયું છે કે તું મને મના કરે છે;" સોફીરે વળતો સવાલ કીધો.

"મારૂ તો કાંઇ બીગાડયું નથી; લેકીન દહાડે દહાડે હું તેમના સમાગમમાં વધારે ને વધારે આવતો જાઉં છું. અને તેથી મને તેમની પર ધીકકાર છુટે છે." અમાલતે ઉતર વાળયો "એઓ મોંહના મીઠા દોસ્ત છે. તેઓએ ફકત મને રશયન બાજુ દેખાડી: તેમના હરીફોની ખુબીથી તેઓ ખામખા મને અજાણ રાખવા માગે છે. આ તેમનું એકલપેટાપણું બલકે ખંધાઇ છે. મારી નજર હવે વધુ ઉઘડતી જાય છે. આજ કેટલીક વખત થયાં તેઓ તારતાર મુલકમાં આવયા પણ રઇયતની આબાદાની વધારવા તેઓએ શું કીધું? કાંઇજ નહીં. સામા કરો નાંખી તેમને કચડતા ચાલયા છે. નજીવાં કારણે તારતારોના ફોકટનાં જાન લેતા ચાલયા છે. આપણા જાતવાળાઓને કચડી નાંખતા ચાલ્યા છે. જોકે મારે કહેવું જોઇયે કે રશયનોમાં પણ થોડાક અપવાદો છે. દાખલા તરીકે, વરકોવસ્કી."

"બરાબર! તારતાર વટીક વરકોવસ્કી સામે સુખન કાઢશે નહીં. અબદુલ હમીદ થોડો વધારે શરાબ! અમાલત! આ વરકોવસ્કીની સલામતી."

"હમણા હું તેની પણ નથી લેવાનો."

"સુલતાનની આંખયો, મીશાલજો તારૂં હઇયું કાજળ જેવું હોય તોજ તું એ સરદારની સલામતી નહીં લે." સોફીરે સલાહ આપી "દરબંદના મુફતીની દાઢી હજુર પણ તારે લેવી જોઇએ."

"મને એકલો પડી રહેવા દે."

"પણ એમ કાં? વરકોવસ્કીએ શુ તારૂ બગાડયું?"

દોસ્તીના દસ્ત હેઠળ તે ઝેર ભેળતો રહયો છે. તે મારી પર હદ બાહેર માયા દેખાડે છે કે જે હું ધીકકારૂ છું. જયારે કશો જોખમ હોતો નથી તયારેજ એમ કરે છે."

"હુ સમજયો, તે તુંને આવારી પાછો ફરવા દેતો નથી, અને તેથી તું એની પર ખફા થાય છે."

"અરે સુલતાના! સુલતાના! સોફીર! જો તું મારૂ જીગર ચીરી તપાશે તો તને માલમ પડે કે મારો જીવ કોણ ગુલ બદનમાં ભરાઇ બેઠો છે. સુલતાનાના પયારથી હું ગાંડો થયો છું. પણ એ કોણ બારણા આગળ અંધારામાં ઉભો છે?"

"અબદુલ હમીદ ! જરા વધારે શરાબ. સોફીરે અમાલતના બોલવાને કશું મચક નહી આપી નોકરને હુકમ કીધો.

---

## પ્રકરણ ૩૬ મું.

---

### ભેદી પેગામચી.

સોફીરને શરાબના શીશા આગળ રમતો મેલી તેહકીક કરવા અમાલત બારણા આગળ ગયો તો પેલા અજાણ્યાએ કાનમાં પડી "નેફતાલી" દાખલ પોતાને ઓળખાવયો. અમાલત આ નામ સાંભળી ધ્રુજયો.

"મારી પુઠે આવ !" નેફતાલીએ જતાં ધીમેથી જણાવયું. અમાલત ટગુમગુ થયો. રાત શીઆહ અંધારી હતી; તાપણાંઓ બુજાવી નાખેલાં હતાં અને પોહરેગીરો ઘણે છેટેથી ચોકી કરતા હતા. અમાલતે આખરે તેની પુઠે જવા ઠરાવ કીધો; તે આગળ વધયો.

આખરે આકાર અટકયો.

"શું તું ખરેખર નેફતાલી છે?" અમાલતે પુછયું.

"ધીમેથી! હું રશયનોનો ખેરખાહ નથી તે તમો જાણો છો."

"આહ ! તયારે તું પણ મને ઠપકો આપવા આવયો છે ? હું તો ધારતો હતો કે તું બહેતર વધાઇ લાવયો છે." અમાલતે હાથ લંબાવી ઉતર વાળયો, નેફતાલીએ હાથ હલાવયો.

"ચાલ બોલ ! તું શું ખબર લાવયો છે ? અકમેઠ કેમ છે ? સુલતાના કેમ ?

"અમાલત ! તારા સવાલોનો ઉતર વાળવા મને મના કરવામાં આવી છે. હું એટલુંજ કહીશ કે ગરૂડ પહાડને ચાહે છે."

નેફતાલીના આ મનપસંદ શબદોથી અમાલત તરત ચેતી ગયો.

"તું કયાં લઇ જવા માગે છે ?"

"અહીંથી ચાર ફરસંગ દુર."

"આપણે ઘોડેસ્વાર થઇ જઇએ તો કેમ ?

"તને જવા દેશે ?"

"શક નહી ઉપજે તે માટે કરનલને હું જણાવીશ."

"તયારે જણાવ"

પાંચેક મીનીટ પછી ઘોડાનાં પગલાંના અવાજો સંભળાવા લાગયા. સોફીરને નેફતાલી પીછાણુતો નહી હતો.

"એ આપણી સાથે આવે કે ?" અમાલતે પુછયું.

"મુલાકાતની જગયે નહી. કુચ દરમયાન ગમે તો આવે"

"સોફીર ચાલ!" બંને જણા ઘોડેસ્વાર થયા.

"અને તું ?" અમાલતે નેફતાલીને પુછયું.

"મારી ખટપટ તમારે કરવી નહી. જે રીતે આવયો તે રીતે જઇશ."

"અમે તમોને કયાં મળયે ?"

"હું તમોનેજ આવી મળીશ" એટલું બોલી નેફતાલી અંધારામાં ગરક થઇ ગયો.

ઘોડાપર બેસી અમાલત અને સોફીર સીધા ચોકીબાન આગળ ગયા અને છાવણીમાંથી પસાર થવા માટે તે રાતે નેમેલો શબદ કહી બાહેર નીસરયા. ચોકીબાનથી આશરે પચાસ વારને છેટે એક બીજો ઘોડેસ્વાર તેમને મળયો, અમાલતે તરત તેને ઓળખયો. તે નેફતાલી હતો.

અંધારામાં જેમ તેઓ રસ્તો કાપતા હતા તેમ તેમ સોફીર બીકનો મારયો સેતાન ઉપર લ્યાનત પર લયાનત નાખતો જતો હતો. આખરે નેફતાલીએ લગામ ખેંચી.

"ચાલો અહીં ઉભા રહો અને ઘોડાઓ તપસો" નેફતાલીએ સોફીરને કહયું. "મુસાફરીને છેડે આપણે આવી લાગયા."

"અને અમાલત ?"

"અમાલત મારી સાથે આવશે."

"કયાં ?"

"પોતાના કામસર."

"અમાલત! મને લેયા વગર શું તું આ લુંટારા સાથે એકલો જવા માગે છે?"

"એમ કહેની કે તું અહીં એકલો રહેતાં બીહે છે." નેફતાલીએ ઉતર વાલ્યો.

"ભલા સોફીર ! હું કાંઇ તને એકલો છોડી જતો નથી." અમાલતે હસી જણાવયું "જો કોહલાં અને વરૂઓના સુંદર ગાયન સાંભળ !"

"અલ્લાહ કરે ને કાલ તારાં હાડકાં એઓના ટોળાંમાંથી મને મળે નહી." સોફીરે ઉતર વાલ્યો.

તેઓ છુટા પડયા. અરધોએક માઇલ ચાલ્યા પછી તેઓ એક ગુફાના મોંહ આગળ જઇ પહોંચયા, જ્યાં તાપણાં માટે આતશ રોસન કીધેલો અમાલતને જણાયો.

---

## પ્રકરણ ૩૭ મું.

---

### પ્રપંચ.

પોતાના ગુંઠણપર બંદુક મેલી અકમેઠ તાપણાં આગળ સુતો હતો. અમાલત અને નેફતાલીનાં પગલાંનો આવાજ સાંભલી તે પોતાના બોરક પર ઉઠી બેઠો. તે તેમની અધીરાઇથી રાહ જોતો હતો તે ખુલ્લું હતું.

"હું તને જોઇ ઘણો ખુશી છું." અકમેઠે બગલગીરી કરતાં કહયું "અમાલત! બેસ ઘણી અગત્યની બાબદસર વાત કરવા મેં તને બોલાવયો છે. સુલતાના વીશે હું તારી સાથે વાત કરવા માગું છું."

અમાલતનું હઇયું છલકવા લાગયું.

"તું જાણે છે તો ખરો કે તેણીને નેકાહમાં તુંને સપોરદ કરવા હું ખુશી છું, લેકીન રાજદવારી મતભેદ આપણી વચે છે, અને પેલો કંગાળ વરકોવસ્કી સેતાન પેઠે વચે આવેલો છે."

"વરકોવસ્કી કાંઇ તમો ધારો છો, તેવો નથી." અમાલતે જણાવયું.

"તારી એમાં ભુલ છે, પણ એ વીશે તકરાર કરવા કાંઇ મેં તને અહીં બોલાવયો નથી, સાંભળ! સુલતાનાના હા ની માગણી તારા જેવા એક ખાનદાની તરફથી આવી છે."

અમાલતના ચેહેરાપર પસીનો ફુટી નીકલ્યો.

"કોણ તરફથી?" આખરે તેણે પુછયું.

"આજે જે તે નકકી કરવાના ઇરાદાથી હું આવયો છું, કાંઇ પણ બીના હું છુપાવીશ નહી, ચામકાલ અબદુલ મુસાલીનના બેટા તરફથી તું જાણે છે તો ખરો કે તારી પછી સુલતાના માટે એ લાયક છે."

"મારી પછી! એટલે શું હું અત્યારથીજ કબરવાસી થયો છું? મારા દોસ્તોએ શું મને તદન વીસારી મુકયો?"

"નહીં હું કાંઇ તેમ કહેતો નથી. તું રસ્યનોની પનાહ છોડતો નથી; તેથી હું તારો દોસ્ત થઈ શકતો નથી. મારેથી રશયનોનો દોસ્ત થવાય નહી."

"તમારી એમાં ભુલ છે. આજે જો તમે ઇચછા દેખાડો તો કાલે તમો અને રસ્યનો મીત્રાચારીના ગાંઠથી જોડાવો. મારી ખાતરી છે કે કોઇ નહી તો વરકોવસ્કી એ કામ ખુશીથી સરંજામ ઉતારશે."

"આહ હા હા!" અકમેઠે હસી કહયું એજ દેખાડે છે કે તેઓ તુને કેવા છેતરે છે? એરમોબોફપર એક પેગામચી રવાના કરી તારૂં કાટલું કાઢવા પ્રપંચ રચાયો છે તે તુંને માલમ છે?"

"વરકોવસ્કીની પનાહ હેઠળ જયાં સુંધી હું છું તયાં સુધી કોઇ પણ મને મારવા હીમત કરવાનું નથી,"

"અમલત સાંભળ! વરૂઓના હલલાથી છટકી એક ઘેટાંએ બાવરચીખાનામાં આશરો લીધો, તયાં તેની ખાસ્સી તકેદારી રાખવામાં આવી, અને ઘાસદાણો પુરતો ખવાડવામાં આવયો ઘેટું સમજવા લાગયું કે તે હવે બહેસ્તખાનામાં મજાહ કરતું હતું. પણ થોડા દીવસ પછી તેને જબેહ કરવામાં આવયું, અને જેમને તે પોતાના ખેરખાહો સમજતું હતું તેના પેટમાં ખોરાક દાખલ જઇ પડયું. તેજ પ્રમાણે તારી હાલત છે. આ નવો રશયન પ્રપંચ જયારે મારા જાણવામાં આવયો ત્યારે તારી તરફ મારી દયા ઉશકેરાઇ." અકમેઠે બોલવું જારી રાખયું "તારી જાગીર જપત કરવા માટે આ કાવતરૂં રચવામાં આવયું છે એ મેં ખુલું જોયું. હું કબુલ કરૂં છું કે એ પ્રપંચ વરકોવસ્કીના ભેજામાંથી રચાયો નહી હતો, અને હમણા તુલીક કદાચ એ કાવતરાંથી તે માહીતગાર પણ નહી હશે. લેકીન એને તો પોતાની સરકારનો હુકમ બજાવવાનો છે. તને હાલ તરત સાઇબીરીઆ સામે મોકલવામાં આવનાર છે."

"મને?"

"હા, તને! સાંભળ; મને મળેલી ખબર કેટલી બધી સાચી છે તે તું જો. કાલે રશયન લશકર પાછું પોતાના અસલ સ્થળે પાછું ફરશે. બઉઇનકીના તારા પોતીકાં મકાનમાં તારૂં શું કરવું તે માટે વીચાર કરવા અમલદારો મસલહત માટે એકઠા થશે. ત્યાં રશયન સરકારની છુપી યાદી ફેરવવામાં આવશે. તરેહવાર ખોટા વાંકો તારી

પર ઘડી કાઢવામાં આવશે, અને તને સોના ના પહાડોની જે આશા આપવામાં આવી છે તેને બદલે લોખંડી જંજીર તારાં ગળાં આસપાસ વીંટાળવામાં આવશે."

જેમ જેમ અકમેઠખાન નીરાંતથી બોલતો જતો, તેમ તેમ અમાલતના પેટમાં આડાંઅવળાં થતાં હતાં. ગુસ્સો ધીમે ધીમે પણ સાબુતપણે વધયો જતો હતો.

"અકમેઠખાન! તેં જે ખબર મને આપી છે તે જો સાચી હોય તો આ બેવફા કંગાળ રસયનો!"

"અમાલત! તારા મુખથી ઘણે મહીને આ પહેલાજ ડહાપણના શબ્દો બાહેર પડયા છે. મેં જે ખબર આપી છે તે બોલે બોલ સાચી છે. જો તારામાં ખરૂં તારતાર લોહી હોય તો કીનાનો બદલો કીનાથી તારે લેવો જોઇએ. બેવફાઇનો બદલો શમશેરથી સફા કરવો જોઇએ."

"હા, તેમજ! તેમજ! પણ સુલતાનાનું શું? તમે તે બીના તો બોલતાજ નથી."

"સુલતાના? હા, સાંભળ! જે શખસ વરકોવસકીનું શીર સુલતાનના નેકાહની પેહેરામણી દાખલ લઇ આવે તેને હું મારો જમાઇ કરૂં, એવા મેં કસમ લીધા છે, દાઘેસતાનનું શીર વરકોવસકી છે. આ શીર ધડથી છુટું થઇ જવું જોઇએ કે જેથી દાઘેસતાન પાછું અસલ માફક રસયન ગુલામગીરીથી છુટું થાય, મારા એક સુખને વીસ હજાર જણા શમશેર ખેંચવા તઇયાર છે. પાણીના ધોધથી પેઠે હું લારકી ખાતે રસયનો પર ધસી જઇશ, અને જો મારા કસમ મુજબ તું જો ચાલવા કબુલ થાય અને મને તેમ દેખાડે તો લારકીના ચામકાલ દાખલજ નહી, પણ આખા દાઘેસ્તાનના ચામકાલ દાખલ તને ઓધા પર લાવું, હવે તારે જોઇએ તો સુલતાના ઉપરાંત આ બોહોળી હકુમત પસંદ કર યા તારે જોઇએ તો સાઇબીરીઆ ખાતે બંધીવાન દાખલ રૂખસદ લે. હવે હું જાઉં છું. જો તું વરકોવસકીનું શીર મારા આગળ લઇ આવશે તો સુલતાનાનો હાથ તેજ ઘડી તારા હાથમાં મેલવામાં આવશે, જો તું બીજો રસતો પસંદ કરશે તો આપણે અકેકના કટા દુશમનો દાખલ સામ સામા મળીશું," એટલું બોલી અકમેઠ ગુફામાંથી બાહેર નીકળી ગયો અને અંધારામાં અલોપ થયો.

થોડો વખત સુધી વીચારમાં ગરક થઇ અમાલત જયાંનો તયાંજ ઉભો રહયો, આખરે તેણે નજર ઉંચકી તો નેફતાલીને તેની રાહ જોતો ઉભેલો જોયો. એક પણ શબ્દ બોલયા વગર તે તેને સોફીરઅલી જયાં વાટ જોતો ઉભો હતો તયાં લઈ ગયો, ગુપચુપ અમાલત પોતાના ઘોડાપર સવારા થયો અને સોફીરઅલી સાથે છાવણીમાં આવી, તંબુમાં જઇ પલંગપર પડયો, અહીં શ્રાપપર શ્રાપ દેતો તે આળેટવા લાગયો.

દોજખના સઘળા સાપો તેના હઇયામાં દાંત કચકચાવતા હતા; કીનાના ઝેરની બાહેરની પડવાનીજ ફકત ખોટી હતી.

---

## પ્રકરણ ૩૮ મું.

---

### ઓરત કે સાપ.

વરસાદ ધોધમાર પડતો હતો, સહવારના ત્રણનો સમો થયો હતો, અંધારૂં અતીશય હતું, આકાશમાં કડાકા ધરાધર થતા હતા, તેટલાં એક મજલાના મકાનનું બારણું કોઇએ જોરથી ખખડાવયું. આ મકાન અમાલતની દાયાનુ હતું. અમાલતના બચપણમાં આ દાયાએ તેની માવતર મીશાલ સંભાળ લીધી હતી: તેથી અમાલત આ દાયાના સુખનને હમેશાં માન આપતો હતો.

બારણા ખખડાવાનો અવાજ ચાલુજ રહયો. મકાનમાંનો કાળો કુતરો શોકકારક રીતે ભસવા લાગયો.

"અય, કાનીની! બારણું ખોલ!" બાહેરથી અવાજ સંભળાયો, દાય થરથર ધુજવા લાગી.

"એ કોણ સેતાન બારણા ખખડાવે છે?" તેણીએ ચીચચારી પાડી કહયું "જો તું સેતાનજ હોય તો મારા પાડોશીના ઘરમાં કાં નહી જતો? મારૂં ઘર તો તદન ખાલી છે, તને કાંઇ પણ કીમતી અવેજ અહીંથી મળવાનો નથી."

"સેતાનની સાવરણી! તું ગુપચુપ બારણું ઉઘાડે છે યા નહી? જો અબઘડી નહી ઉઘાડશે તો એક ફટકે બારણું પાડી નાખીશ, જે તારી કબરમાં કામે લાગશે."

"ભલે પધારયા ! ભલે પધારયા !" બુઢી દાયા બારણા આગળ ગઇ અને ધ્રુજતે હાથે ઉઘાડવા લાગી.

વરસાદથી લચલચતો બઉરકો પલંગ પર નવા આવનારે ફેંકયો, દયા બતીનું ફાનસ લઇ તેની સામે જઇ ઉભી. કુતરો બે પગોની વચે પુછડું ઘાલી પલંગ નીચે જઈ ભરાયો.

"કેમ ફાતમા ! તું ઘણી મગરૂર થ યલી દીસે છે. શું તું તારા અસલ દોસ્તને નથી પીછાનતી ?"

ફાતમાએ ફાનસ ઉંચું કીધું અને ન વા આવનારનો ચેહેરો બારીકીથી તપાસી બોલી : અકમેઠખાન ! તમે મને કેટલી બધી બીવાડી ?"

"આહાહા ! જયરે સેતાન બીહશે ત્યારે મારી ફાતમા બીહશે."

"તમે અહીં કેમ ! અને આવખતે ?"

"કીઆરીર કઉલીકથી બઉઇનકી જ તો હતો, તેટલાં તું યાદ આવી ગઈ; તે થી અહીં આવયો."

"ભલે પધારયા! આ આંખની ઉપર ! ખાન ! આ તકીઆપર બેસો ! કાંઇ હુકમ ?"

"હુકમ ? હુકમ તો છે, પણ હુશીઆ રીથી બજાવવો પડશે."

"બોલો ! તમારી લોંડી તઇયાર છે."

"ફાતમા, સાંભળ ! લંબાણથી બોલ વા મને ફુરસદ નથી તેથી જે બોલું તે દયાનથી સાંભળી લે. કરનલ સાથે અમાલાત આજે તારે ત્યાં આવશે. તું કરનલને તો ઓળખતી હશે ?"

"આપણો જીવજાનનો દુશમન !"

"હા, તેજ ! એમની સાથે આજ કાલ તરકોવસ્કી પણ હશે. અમાલતનો દોસ્ત કરનલ છે, તે તેની સાથે શરાબ પીએ છે અને સુવર ખાય છે."

"જેણે મારૂં દુધ પીધું તે ?"

"હા, તેજ ! એટલુંજ નહીં પણ જો આપણે એની સંભાળ નહીં લેશું તો એક અઠવાડયામાં અમાલત ખ્રીસ્તી થઇ જશે."

"અલ્લાહ એનો બચાવ કરે !"

"હા, એક રીતે."

"તે કઇ ?"

"એને આપણાજ ધરમમાં જો રાખ વો હોય તો વરકોવસકી સાથે એને મારા મારી કરાવવી જોઇએ." અકમેઠે સુચવયું.

"કેવી રીતે ?"

"તું ઓરત છે, એટલે તુંને પુછવુ નહી પડે, વળી તને એ કામમાં મદદ કરવા આ છે." અકમેઠે બે સીક્કા દેખાડી જણાવયું. ફાતમાની આંખયો ચમકવા લાગી.

"પણ કેવી રીતે ?"

"ધયાનથી સાંભળ અમાલત અને તું એકલાં પડો ત્યારે તું રડી પડીને જણા વજે કે કરનલ અને ચામકાલ વચેની વાત ચીત તેં સાંભળી છે, અને ચામકાલે ફરયાદ કીધી કે તેની બેટીને પાછી અમાલતે મોક લી દીધી, તેથી તે તેને અંતકરણથી ધીક્કારે છે. તું વળી અમાલતને જણાવજે કે તારો જાન જાતે લેવા ચામકાલે કરનલ પાસે માગી લીધું છે."

"અને હું ઉમેરીશ કે કરનલે તેમ કરવા કબુલ કીધું."

"અરે બેવકુફ ઓરત ! એ તો તું ઘણુ બગા ડશે; તું એમ જણાવજે કે કરનલે ઉતર વાળયો કે આજકાલ જો રશયનોને વફાદાર રહેવા કસમ ખાય તો અમાલતને સાઇબીરીઆ મો કલી દઇયે. બાકી જાન તો નહી લેવા દે."

"સાઇબીરીઆ ?"

"હા ; ચાલ, પાછી બોલી જા."

ફાતમાની યાદદાસ્ત શકતી સરસ હ તી : એટલે તે બોલેબોલ કહી ગઇ.

"બરાબર ! એમાં હવે મશાલો કેવી રીતે ભંભેરવો તે તું જાણે છે. પણ હદ બાહેર ઢોંગ ના કરતી, તુંને પુછવું પડે તેમ નથી. જો તુ એમાં ફતેહ પામશે તો દશ મેંઢાં બક્ષેશ તરીકે તુંને હું આપીશ, અને વળી એક રેશમી પોશાક." અકમેઠે તેમ કરવા કસમ ખાધા અને બેઆના દા ખલ પેલા બે સીક્કા દાયાને આપ્યા.

"વહાલા બીલ્લા ! ખુબ ! મારી પર નીરાંત રહો."

"ચુપ ! જોઉં ફરીથી બોલી જા ?"

કેવી રીતે ચરત કરશે તે ફરીથી ફાત માએ કરી બતાવયો.

"ભલા, પણ તારી લુલીને ખુબ સં ભાળમાં રાખજે. જરા હદ બાહેર ઝબાં ઉ પાડીશ તો સઘળું સફા થઇ જશે, અને જો તેમ બનશે તે તારા હાડકાંનો ખુરમો તરત જ થઇ જશે."

"ખાન! તમો બેલાશક નીરાંત રહેવો. હું એક પ્રમાણીક ઓરત છું. દરેક છુપી બાબદ કેવી રીતે રાખી શકું છું તે તો તમે જાણો છો. હું તમારીજ લોંડી છું." તેણીએ ખાનના હાથપર ચુંબન કરી કહયું: ત્યાર પછી તેના પગને ચુંબવાના ઇરાદાથી ગુંઠણમંડીએ પડી, પણ તુચછકારથી ખાન ખસી ગયો.

"ગુલામગીરી! ગુલામગીરી! તારૂં સત્યાનાશ થાવો! ફકત બેજ સીક્કાની લાલચ પૌસને છોડી દે છે!" એટલું બડબડી ખાને ત્યાંથી રૂખસદ લીધી.

---

## પ્રકરણ ૩૯ મું.

---

### ભલાં બુરાંના બે દાખલાઓ.

એક તરફથી અકમેઠ કીનાનું બાઝાર તેજી પર લાવતો હતો તયારે બીજી તરફથી કરનલ વરકોવસ્કી ગવરનર જેનરલ યરમાટોફ મારફતે પોતાની સરકાર સાથે અમાલતને તદન માફી બક્ષવા અને બનતી છુટ મેલી અકમેઠખાનને રશયન દોસ્ત કરવા સંદેશા ચલાવતો હતો. સલાહ, સુખસંપજતું કામ સરંજામ ઉતારવા વરકોવસ્કી કેટલુંક થયું મંડયો હતો. અમાલતને અજબ કરવાના ઇરાદાથી તે એ કામ ગુપચુપ કરયો જતો હતો, જોકે અમાલતને માફી બક્ષવાને લગતી થોડી ઘણી બીના અજબ રીતે અકમેઠના કાન પર આવી હતી, અને તેથી બાદશાહી સંપુરણ માફી બક્ષવામાં અને અમાલતને તેની અસલ મીલકત તથા ઓધો પાછો સ્વાધીન કરવામાં આવે તે આગમચ તેણે અમાલત મારફતે રશયનો પર સંપુરણ કીનો લેવા ઉતાવળ કરવા માંડી હતી. અકમેઠ એક ખરો ઝનુની તરસ્તાર હતો: તેથી તે કીના ખોર હતો. કીનો તારતારોનો મુદ્રાલેખ છે. અતયાર સુધી અકમેઠ પોતાની નેમમાં કેટલો ફતેહ પામયો તે તો આપણે જોઇ ગયા છીએ. બાઉઇનકીના મકાનમાં રશયન અમલદારોની સભા મલનાર હતી તે અમાલતને તદન માફી બખશી અકમેઠ સાથે પાછી દોસ્તી કરવાના સબબસર મળનાર હતી; પણ તેનો કેટલો ઉંધો અર્થ અકમેઠે જાણી જોઇ અમાલતને કહયો હતો તે તો આપણે જોઇ ચુકયા છીએ. હલકાં માણસો એવાંજ હલકાં કામો કરે. નીચ નજરનાઓ નીચપણું દેખાડે. સેતાની કામો કરનારાંઓ સેતાની ખસલતના છે. ભલાંઓની ભલાંનીજ આશા રખાય. એ આપણે અકમેઠ અને વરકોવસ્કીના દાખલાપરથી જોઇ ગયા છીએ. એમાં તેઓ કેટલી ફતેહ મેળવે છે તે હવે ટુંક મુદતમાં આપણે જાણીશું.

હવે આપણે પાછી અમાલત તરફ નજર ફેરવયે. હડહડતા જુઠાઇના ઝેરે તેના દીલમાં કીનાની આગ સળગાવી મુકી હતી. અકમેઠે તેના શરીરમાં જે ઝેર પેવશ કીધું હતું, તે તેની સઘળી રગોમાં ફરતું જતું હતું. દાયા ફાતમાએ પોતાની ઝબાંદરાજીથી વધારો કરી મેલયો હતો; અને તે શાને માટે? ફકત બે સીક્કા, દશ મેંઢાં અને એક રેશમી પોશાક સારૂ તેણીએ આ નારવા કામ કીધું હતું. તેણી જઇફ હતી, તેણીને કાંઇ છોકરાં પણ નહી હતાં, અને તે છતાં તેણીએ આવું હલકું નીચ કામ કીધું હતું.

"અકમેઠખાન! અકમેઠખાન! તેં શા સારૂ મારા દીલમાં સુતેલો સાપ જગાડયો?" અમાલત પલંગ પર અછાડપછાડ કરતો બડબડવા લાગયો. "અલ્લાહ તારૂં તે કેવી રીતે ભલું કરશે? અરે સુલતાના! સુલતાના! તું નાજનીન માટે આ સઘળું મને ખમવું પડે છે. કીનાની આગ મારા શરીરમાં તારા પેદરે સળગાવી મેલી છે તેમાંથી જો કાંઇ ખરાબ પરીણામ આવશે તો તે તારેજ લીધે છે. અરે ઓરત! ઓરત! તું જો મારી સાથે નાસી ગઇ હતે તો આ સઘળું નહી બનતે. તું એક ફરેસતો છે; તારો પેદર—

તે બોલતો અચકી ગયો. અંધારામાં તેની આંખયો આગના સોલા માફક ચમકી ઉઠી, તે ઉઠયો.

"સોફીરઅલી! શરાબ! શરાબ!" અમાલતે અધીરાઇથી જણાવયું.

શરાબનું નામ સાંભલયું કે સોફીરને કાંઇ પુછવું નહી પડે. તરતજ તે શરાબના મોટા શીશા સાથે બે પયાલા લઇ આવયો. પયાલામાં શરાબ નામતાંજ અમાલત ઝડપમાં ઉપાડી ગટાવી ગયો. "બીજું! બીજું.

તે બીજો પયાલો પણ પી ગયો, અને આરામ લેવાના ઇરાદાથી પલંગપર પડયો. પણ ફોકટ! આંખ જરાએ મીંચાઇ નહી.

તેના હઇયામાં એક વીંછુ ટળવળતો હતો
કલાક એક થયો કે સોફીરે ઘોરવા શરૂ કીધું.

"એ ભર ઉંઘમાં છે; અને હું ટળવ લું છું. એ હાલત કયાં સુધી રહેશે? એનો અંત લાવવો તો જોઇએ," અમાલત બડ બડયો. સુઇ જવા તેણે પાછી કોશેશ કીધી, પણ ફોકટ. આથી તે સોફીર આગલ ગયો અને હીલવી કહયું. "ચાલ ઉઠ! સહવાર પડી છે."

અવાચી ખાતાં સોફીરે આંખ ઉઘાડી.

"સહવાર! તારૂં કપાલ! હા ખરા! એતો શરાબ રોશની આપે છે."

"હું તુંને કહું છું કે ઉઠ! જે શખ સને હું મોકલવાનો છું તે શખસને એસ્તે કબાલ લેવા કબરવાસીઓ પણ કબરમાંથી જાગી ઉઠશે."

"એ તું શું બકે છે? શું હું મુર દું છું?" સોફીરે પુછયું "અલ્લાહ કસ મ! અમાલત, ગમે તો કબરવાસીઓ ભલે ઉઠે. ચાલીશ ઇમામો તેમને પસંદ હોય તો ભલે આફતાબની રોશની જોવા પાછા ફરે. પણ હું તો હજી જીવતો છું, અને ઉંઘ મા રી પર ગલબો કરે છે. સાહેબજી!"

"સોફીર! શું તુંને શરાબ નથી ગ મતો? મને તરસ લાગી છે! ચાલ, આપ ણે સાથે ગટાવયે," અમાલતે જણાવયું.

"આહ! એ વળી જુદીજ બીના! શરાબ! શરાબ! મારા મીઠા દોસ્ત! તારે ખાતર કોણ નહી ઉઠે? અમાલત! હવે તું દાનેશમંદી બોલે છે. ચાલ, અમાલત! તા રે ગમે તો પયાલો ભરી મને પા, તારે ગમે પખાલ મારા મોહડામાં રેડ. સોફીર એ ક વાદળી છે, તે બધું ગરપ કરશે. અમા લત તું જયાં જશે તયાં હું પણ હાઝીર! શરાબ અને પયાર એ તો મારા જીવજાનના દોસ્તો છે."

"અને દુશમનોપર કીનો? કીનાને જે સેતાન ઉશ્કેરે છે તે સયતાનની સલામતી! તયારે હું જયાં જઇશ તયાં તું આવશે?"

"અમાલત, હા! લેકીન એક સલાહ હું તુંને આપું છું. આપણે એકજ પયાલો શરાબ પીધો છે, એટલુંજ નહી પણ એકજ છાતીપરથી દુધ પણ પીધું છે, તેથી તુંને સલાહ આપું છું." સોફીર સલાહ આપવા તઇયાર થયો.

"આવા વખતે સલાહ જોઇતી નથી."

"તું બરાબર બોલયો. ડપકા અને સલાહને શરાબમાં ડુબાડી દેવાનો આ વખ ત છે. તયાર પછી સુઇ જવાનો."

"સુઇ જવાનો? એ તું શું બકે છે? તેં મારી બંદુક બરાબર તપાસી છે કે? ટોટીઓ અને દારૂગોળો બરાબર મેલયાં છે કે?"

"અમાલત એ તું શું બકબક કરે છે? કાંઇ ભરમ છે; કદાચ તારાં હઇયામાં કાંઇ અજીમ ગુનાહ છે. તારી આંખયો અ ને તારો ચેહરો ઉશકેરણી દેખાડે છે. તું બીમાર તો નથી? તારા શબદો લોહીનો આ કાર દેખાડે છે."

સોફીરઅલી! સુલતાના કેટલી બધી ખુબ સુરત છે? મારી સુલતાના! મારી પયારી સુલતાના! અરે તારે ખાતર હું જે કરીશ તે થોડું છે! તારે માટેની પેહેરામણીથી તા રો પેદર ખુશી થશે! વરૂઓ ઉઠો! ખુશ થાઓ! સેતાનો વીલાપ ના કરો! હવે વ ધુ વખત ઠોબવું પડશે નહી! સોફીર! વ ધારે શરાબ! શાકી શરાબ! અને વધારે લોહી!"

અમાલત એક વધુ પયાલો પી ગયો અને તદન છાકટ હાલતમાં પલંગ પર પડયો. આ ખરે જયારે સુરયે રોશની દેખાડી તયારે પ ણ તે છાકટ હાલતમાં સુતેલો જણાતો હતો.

---

## પ્રકરણ ૪૦ મું.

---

### ભયભીત ખબર.

બીજે દીને કુચ કરવાના અગાડી રેવા જ મુજબ કેપટન પોતાના ઉપરી કરનલ આગલ આગલે દીનનો હેવાલ આપવા ગયો.

"કરનલ! ઘણી અગતની બાબદ વી શે તમારી સાથે મને ખાનગી વાત કરવી છે," કેપટને આતુરતાથી કહયું.

"શું છે? બોલો!" વરકોવસ્કીએ ઉતર વાલયો.

"આપણે તદન એકલા છીએ?"

કરનલે આસપાસ ફરી જોઇ કહયું! "હા, ચાલો, બોલો!"

"ગઇ કાલે અમાલત અને તેની દાયા વચેની વાતચીત આપણા લશકરના એકે સાંભલી હતી. કાકેસસના આ ભાગમાં

બોલાતી તારતાર ભાષાથી તે પુરતો મા હીતગાર છે. દાયા અમાલતને જણાવતી હતી કે અમાલતને મારી નાખવા ચામકાલે તમો પાસથી માગી લીધું, પણ તમે ઘણું તો અમાલતને સાઇબીરીઆ દેશનીકાલ કાઢવા તઇયાર થયા. તેણીએ અમાલતને જણાવયું કે રાજદવારી મતલબસર એમ કરવા નકી કરવામાં આવયું છે. આ સાંભળી અમાલત ઝનુની બની ગયો અને તેણે તમોપર વેર લેવા કસમ પર કસમ ખાધા. અમાલતને પોતાની આ દાયા પર અતી વીશ્વાસ છે. તે દીવસથી આ લશકરીએ અમાલતની હીલચાલ પર બારીક દેખરેખ રાખવા માડી છે. કાલે સાંજે તદન અજાણ્યા શખસને અમાલત કહેતાં સંભલાયો કે 'અકમેઠને કહેજો કે આ ફતાબ આથમશે આગમચ સઘળું થઇ ચુકશે. તેને તઇયારી કરવા કહેજો. હું તેમને આવી મળીશ." આ પ્રમાણે અમાલતના શબ્દો હતા.

"બસ એટલુંજ? વરકોવસ્કીએ બેદરકારીથી પુછયું.

"અમો જેઓ તમોને ચાહીએ છીએ તેઓને બીહીવડાવવા આ શું કમી છે. કરનલ! આ તારતરો પણ મુદલ ભરોસો રખાય નહી."

"તમો લોકની જાનફેશાની માટે હું તમારો ઘણો આભારી છું. હું અમાલતને બરાબર પીછાણું છું. કોઇ કોઇ વેલાએ ઉસકેરાઇ જાય છે, લેકીન બાતેનમાં નરમ દીલનો છે."

"હું ધારૂં છું કે આ વેળા તમો ભુલ કરો છો. અમાલત નરમ દીલનો છે, લેકીન સાથે કાચા કાનનો પણ છે. અકમેઠની બેટીના પયારમાં એ દીવાનો બનેલો છે."

"તે હું જાણું છું. પણ થોડા વખતમાં ખુશોખુશાલીથી એનો છેડો આવી જશે." વરકોવસ્કીએ ભરમમાં જણાવયું.

"કે તમામ ખલકતની દલગીરોમાં?" કેપટને વીચાર જણાવયો "મને તો તમારા જાન માટે ઘણી ધાસ્તી લાગે છે."

"છટ! છટ! એ વીચાર મનમાંથી કાઢી નાખો. હું તમોને તદન ખાનગીમાં જણાવું છું તે સાંભલો. અમાલતને તદન માફી બક્ષવા, તેના અસલ ઓધાપર કાયમ કરવા અને અકમેઠ સાથે પાછી ઘાડી દોસ્તી કરવાના સંદેશાનું કામ લગભગ પુરૂં થવા આવયુ છે. હાલ તરત એ બીના તદન છુપી રાખજો: મારી તથા નામવર સરકારની તે ખાહેશ છે."

"શું તમે એ કામ માથે ઉઠાવયું?"

"હા!"

"તયારે હું એટલુંજ કહીશ કે સુતેલા અઝદાહને આડકતરી રીતે જગાડશો. અકમેઠ કદી પણ આપણો મીત્ર થવા કબુલ કરે? કદી નહી!"

"આપણે તે જોઇશું. સાહેબજી! તમે જે ખબર તથા સલાહ આપી તે માટે આભારી થયો છું." કરનલે શેકહેનડ કરી છુટાં પડતાં જણાવયું.

"અરે અદેખાઇ! અદેખાઇ! અરે અજ્ઞાનતા! અજ્ઞાનતા! વરકોવસ્કી મુછમાં હસી બડબડયો.

પડઘમના અવાજ શરૂ થયા અને છાવણી ઉંચકવાની તઇયારી ચાલુ થઇ.

---

## પ્રકરણ ૪૧ મું.

---

### ખુન.

સહવાર સાફ સવચછ હતી. રશયન લશકર જબરદસત લાંબા અજદાહની પેઠે વલાણુ લેતું પહાડપર કુચ કરતું જતું હતું. હરોળમાં અમાલત ફીકકે અને દલગીર ચેહેરે ઘોડો દપટાવતો જતો હતો.

"અમાલત! મારે તુંને ઠપકો દેવો જોઇએ." વરકોસ્કીએ પોતાની આગળ બોલાવી કહયું: "હાફીઝના પાઠોપર તું પુરેપુરો અમલ કરવા લાગયો છે. શરાબ એક સારો સાથી છે, પણ બદતર શેઠ છે. અમાલત! કાલની રાત તેં કેવી ગુજારી? મારી સલાહ સાંભલ! શરાબ તારૂં સત્યાનાશ વાલશે."

"કરનલ! ઘણી કંગાલ દેહસ્તનાક રાત મેં પસાર કીધી. અલાહ ફરીથી એવી બીજી રાત મને નહી દેખાડે! મેં ઘણા ખરાબ ખવાબો જોયા!"

"અમાલત! અમાલત! તારો ધરમ જેની મના કરે છે તેને તેં શા માટે દોસ્ત બનાવયો છે? શરાબ! શરાબ!"

"શરાબ મારાં હઇયાંનો હાર છે."

"તારૂં હઇયું નીરાંત દેખાતું નથી, બેરાદર! હઇયું નીરમળ જોઇએ.

"પણ અદેખાઇ, અંતસ, લાલચ, કીનો સાફ સુતેલ હઇયાંનો નાશ કરે છે." અમાલતે ઉતર વાલયો.

"તારૂં કહેવું બરાબર છે, પણ એ દુરગુણોથી આપણે દુર રહેવું જોઇએ. આપણી હાલત એવી સરસ છે કે એ દુરગુણોથી દુર રહી શકીએ, પેલી કેહેવત છે કે 'જે મતલબ કાઢવા માંગે છે તે તેના રસ્તા શોધી કાઢે છે.' માટે આપણું જીગર સાફજ રહેવું જોઇએ."

"બેવફા! નીમકહરામ! તું બોલે છે શું, ને કરે છે શું?" અમાલત મનમાં બડબડયો "પણ જીગર! સબર! એકજ સમયમાં સઘળું સફા! સુલતાના! સુલતાના? આ બધું તારે માટે! અકમેઠ! અકમેઠ! આ સઘળું તારે લીધે!" તેની આંખયોમાંથી આંસુઓ ટપકવા લાગયાં.

સલાહની અસર થયલી ધારી વરકોવસ્કીએ ચુપકી અખત્યાર કીધી, અને વધુ ઝડપથી તે ઘોડો દોડાવવા લાગયો. ખુનીના ડાચામાં તે ઉતાવળથી જતો હતો તેનો તેને મુદ્દલ ખયાલ નહી હતો, અમાલતે પણ ઘોડો દપટાવયો. લશકરથી તેઓ વધુ અને વધુ છેટે થવા લાગયા.

"અમાલત! તારી પ્રીયાને મળી લેવાનો વખત નજદીક આવતો જાય છે." વરકોવસ્કીએ ખુશ મીજાજમાં જણાવયું.

"મલી લેવાનો? નાતરસ!" અમાલતે દાંત કચકચાવી મનસે વમાસ્યું. "તારી અંજલ હવે નજદીક આવી પુગી છે."

એટલું બોલી તેણે ઘોડો આગળ દોડાવયો, પાછો ફેરવી કરનલની આસપાસ કુદાવવા લાગયો; જાણે ગરૂડ પોતાના શેકાર આસપાસ ભમે તેમ!

વરકોવસ્કી સમજયો કે અમાલત પોતાના ઘોડાપરનો કાબુ દેખાડવા માંગતો હતો. પણ અમાલત દર ફેરે ફીકકો થતો હતો તે પર તેણે ધયાન આપયું નહી. અમાલતના કાનમાં અજદાહો ઘોંઘાટ કરતા હતા. વલાણમાં હોવાથી લશકરની નજરથી તેઓ દુર હતા.

"માર! માર! માર!" સયતાન અમાલતના કાનમાં ફુંક મારતો હતો.

વરકોવસ્કીને મુદ્દલ શક ગયો નહી. અમાલતને ઘોડાના દાવપેચ દેખાડતો જોઇ તે ખુશ થયો.

અમાલતે બંદુક ખભે મુકી.

"મારી કોલાહ પર! કોલાહ પર!" વરકોસ્કીએ પોતાની ટોપી ઉંચકતાં કહયું "હું તારી નેમ માટે હવામાં ફેંકુ છું."

"નહી! તારા હઇયામાં!" એટલું બોલી અમાલતે નેમ ટાંકી ફોડી. અમાલતે કહયું હતું તેમ ગોળી આબાદ વરકોવસ્કીના હઇયામાં પેવસ થઇ હતી; અને લોહીની ધાર ઘોધમાર વહેવા લાગી.

આ વખતે તેના જીગરમાં શું થયું, તે તો અલાહનેજ માલમ છે.

સેહેજ વારમાં સોફીરઅલી તયાં આવી લાગયો. ઘોડાપરથી ઉતરી પડી ધુટણુયે પડી તે લાસ તપાસવા લાગયો.

"ગરીબ બીચારો મરી ગયો છે." સોફીરે કળકળી જણાવયું.

"શું, ખરેખર?" જાણે ઉંઘમાંથી તરતનો ઉઠયો હોય તેમ અમાલતે પુછયું.

"નીમકહરામ! તેં તારા ભલું કરનારનુંજ ખુન કીધું છે. અલ્લાહ તુને રોટી નહી બક્ષે! આ દુનયામાં જયારે અલ્લાહનો અમલ બંધ પડશે તયારેજ સયતાન ખુશ થઇ તુંને વધાવી લેશે." સોફીર! મોંહ સંભાળ! તું કાંઇ મારો શેઠ નથી." અમાલતે જણાવયું "ચાલ, મારી પુઠે આવ."

"તારી પુઠે કયામત તુલીક પશ્ચાતાપ આવશે; હું નથી આવવાનો. અલ્લાહના હું સુકરાના કરૂં છું કે તું મારો સગો ભાઇ નથી. સાવકા ભાઇ દાખલ પણ હું તુંને આજથી કબુલ કરતો નથી."

સોફીરના આ શબદો સાંભલી અમાલત અતી ગુસ્સે થયો અને પોતાના આવી પુગેલા નોકરોને ઇસારત કરી તેમની સાથે વીજળીક ઝડપે પકડી જંગલમાં ગુમ થઇ ગયો.

દશ મીનીટ પછી રશયન લશકર પોતાના લોકપ્રીય કરનલ વરકોવસ્કીની લાસ આગળ આવી ઉભું.

---

## પ્રકરણ ૪૨ મું.

### જુલ્મે નારવા.

દાઘેસ્તાનના પહાડી જંગલોમાં અમાલત ત્રણ દીવસો સુધી ભટકયા કીધો. રશયન અમલ હેઠળના ગામડાંઓએ છુપી રીતે

તેને આશ્રો આપયો, કે જેઓ પોતાના જા તીલાઓની ખેરખાહી કરતાં હતાં.

પણ આ સઘળો વખત અમાલતનું હઇયું ડંખતું હતું. સોફીરના શ્રાપ હરપળે તેને સાંભરી આવતા હતા. તે બેચેન ફરવા લાગયો. તેને થોડો ઘણો પશ્ચાતાપ થયો.

"કીસ્મતમાં જે બનવાનું હતું તે બનયું ! પણ હવે જે કામ બાકી રહયું છે તે શા માટે નહી બજાવું ? સુલતાના માટે તો મેં સઘળું કીધું ! હવે અધુરૂં કામ શા સારૂ પુરૂં નહી કરૂં ?" તે મનશે વમાસ્યો "શું અકમેઠે મને જણાવયું નહી હતું કે 'વરકોવસ્કીના શીર વગર ખુરઝુક આવયું નહી." હવે વરકોવસકીને તેનું શીર શું કામનું ? સુલતાનાની પેહરામણી દાખલ મારે લઇ જવું જોઇએ. અકમેઠે તેમ ફરમાવયું છે."

પોતાના નોકરોને પડતા મુકી ઘોડેસવાર થઇ તે રાતના અંધારામા બાહેર નીકળી ચાલયો, તે નારીન કાલેના કીલ્લા નજદીક રશયનોનું ઘોરસ્તાન હતું ત્યાં ગયો. ટેકરીપરના એક ઝાડ સાથે તેણે ઘોડો બાંધયો કે જે ટેકરીપરથી આગળ વરમાટોફે દરબંડપર તોપોનો મારો ચલાવયો હતો. આ ટેકરીથી સો પગલાં નજદીક રશયન કબ્રસ્તાન હતું. પણ રાતની અંધારીમાં તે કેવી રીતે વરકોવસ્કીની નવી ઘોર પીછાણી શકે? વાદળાંઓએ આકાશમાંના સેતારાઓને સદંતર ઢાંકી નાખયા હતા, અને ખીણમાંથી જબરદસ્ત પવન ફુંકતો હતો.

મરણ પામેલાંઓના આ ગામડામા અમાલત ધ્રુજયો. મુએલાંઓના હાડ તે શું ધ્રુજાવવા નહી આવયો હતો? સમુદ્રના મોજાઓ કીનારાપરના ખડકોને અથડી ઘોંઘાટ કરતા હતા, તેમાં કોહલાં વરૂઓની ચીચારીઓ ઉમેરો કરતી હતી, તેઓ પણ જાણે અમાલતના આ નવાં ધારેલાં કામ માટે શોર બકોર કરતાં હતાં. ખુદ વરકોવસ્કી સાથે આ જગયે તે અનેક વખત આવયો હતો, પણ આજે જુદોજ દેખાવ તેને જણાયો.

"વરકોવસ્કીને પોતાનું શીર હવે શું કામનું ? મને તો તે ઘણું કામનું છે. મારી સુલતાનાને મેળવવા પર તેનો આધાર છે. મારે બીહવું શાનું ? શું હું ઓરત છું ?"

"કેટલીક મુસીબતે તેણે ઝાડોની સુકી ઢાંખલીઓનો જુરો સળગાવયો અને વરકોવસ્કીની લાસ કયાં હતી તેની જુસ્તેજો કીધી. આખરે તે જગયા તેને માલમ પડી. તે પર મુકેલો ક્રૂસ તેણે ઉંચકી ફેંકી દીધો. જમીન તરત નીજ પુરેલી: એટલે લાસ માટે તેને ઝાઝી મુસીબત નડી નહી. લાસની પેટી સાથે આખરે તેનું ખંજર અથડયું. અતી ઝડપથી ઢાંકણુ ઉઘાડયું. પોતાના ખેરખાહપર છેલી નજર નાખવાની તેને ફરજ પડી. તે કમકમયો: પસીનાના ટીપાં આ ઠંડી રાતે પણ તેના આખાં શરીરપર ફુટી નીકળયાં. તે પસીને ગરકાવ થઇ ગયો.

"આટલું બધું કીધું તો હવે ડરવું શાનું ?" તે બોલયો અને સઘળી હીમત એકઠી કરી ખંજરથી વરકોવસ્કીનું શીર તેના શરીરથી છુટું કીધું.

ઘણા કમકમાટ વચે તેણે તે પોતાની પાસેના કોથળામાં નાખયું અને જમીન સરખી કરી ઘોડાપર પાછો સ્વાર થઇ એડ મારી અતી ઝડપથી હીચકારાની પેઠે તે નાઠો, તે બીજે દીને સાંજને છેડે ખુરઝુક કાદવ ધુળથી ખરડાયલો જઇ પહોંચયો.

## પ્રકરણ ૪૩ મું.

### જઈસા કરના વઈસા ભરના.

અકમેઠખાનના મકાન આગળ જઇ પહોંચતાં અમાલત ઘોડાપરથી નીચે ઉતરયો અને મકાનમાં પેઠો. મકાન હથીયારબંધ આસામીઓથી ભરપુર જણાયું. પણ ઘણા જણા એક બીજા સાથે ગુસગુસ કરતા હતા, જયારે બાકીનાઓએ સદંતર ચુપકી અખતયાર કીધી હતી.

મકાનમાં દાખલ થતાંજ તેણે જોઇ લીધું કે કાંઇ માઠો બનાવ બનેલો હોવો જોઇએ. અકમેઠના ઓરડાના બારણા બાહેર તેનો બીજો બેટો તુરકેખાન રડતો હતો.

"તું કોઇ દીવસે આંસુ નહી ખેરવે, તે આજે શા સારૂ રડે છે?" અમાલતે પુછયું. એના જવાબમાં તુરકીખાને બારણું ઉઘાડયું.

ઓરડાની વચે સેતરંજી પર મોતના તલવલીઆં મારતો અકમેઠ પડેલો હતો. અતી દુખારા સાથે તેની છાતી વારંવાર ઉપસતી હતી. તેની પાસે તેની બાયડી અને બેટી જારજાર રડતી હતી, તેનો વડો બેટો નઉટઝલેખાન બે હાથમાં માથું મેલી ગુપચુપ ઉભો હતો. મરણ પામતા અકમેઠની થો

ડે દુર તેના માનીતા નોકરો અને મકાનમાં ઓરતો હુસ્કે હુસ્કે રડતી હતી. આ સઘળાં ની વચે અમાલત પોતાના હાથમાં કોથલો લઇ આવી ઉભો. સરવ અજાયબીથી તેની તરફ જોવા લાગયાં.

"ખાન! સલામ આલેકુમ!" અમાલતે જણાવયું "હું તમારે માટે એક એવી ઉમદા ભેટ લાવયો છું કે જેથી મરેલાંઓ પણ ખડાં થાય. નેકાહ માટે તઇયારી કરો. સુલતાનાની આ કલીમ છે." અને એટલું બોલી તેણે કોથળામાંથી વરકોવસ્કીનું શીર કાઢી સરવને દેખાડયું અને અકમેઠના પગ આગળ ફેંકયું.

અમાલતનો અવાજ સાંભળી અકમેઠમાં હુશીઆરી આવતી જણાઇ. અમાલત શી પેહરામણી લઇ આવયો તે જોવા તે ઉઠી બેઠો. વરકોવસ્કીનું ધડ તેના પગ આગળ પડેલું હતું. અકમેઠ તે જોઇ થરથર ધુજતો.

"મોતના ડાચામાં સપડાયલા આદમ આગળ જે આવો દેખાવ લાવે તેનું સત્યાનાશ હોજો!" ત્યાર પછી ઉઠવા માટે છેલી કોશેશ કરી આસમાન ભણી હાથો લંબાવી તે બોલ્યો: "અલાહ! તું મારો સાહેદ છે કે હું મારા દુશમનોને માફ કરૂં છું, લેકીન તું અમાલત! બેવફા નીમકહરામ! હું તુંને શ્રાપ દઉં છું કે—અકમેઠથી વધુ બોલાયું નહી. તેની ઝબાં લથડી અને તે સેતરંજી પર ચતોપાટ થઇ પડયો તે કદી ઉઠવા પામયોજ નહી.

ઓરડામાં હાજર રહેલાંઓ સરવ જણાં આ દેખાવ કમકમી જોતાં, પણ અકમેઠની બાયડીએ જયારે પોતાના પરણેતરને મરણ પામેલો દીઠો ત્યારે અમાલત તરફ ફરી બોલી: "અય દોજખી હ્યાનતી કુતા! તારાં કામનું આ પરીણામ જો! જો તું હતે નહી તો રશયનો સામે કમર તંગ કરવા કદી પણ મારા ભરથારનું મન થાતે નહી. જો તું હતે નહી, તો અત્યારે અમો સુખી સંતોષી રહેતે. લેકીન તારે લીધે આ સઘળી આફત અમોને સહન કરવી પડી છે. નીકલ અહીંથી! બેવફા! તારા બચાવનાર અને ખેરખાહનું શીર લઇ આવતાં તુંને આચકી નહી લાગી? તારા હાથ કપાઇ નહી ગયા?"

"પણ એ ખાનના હુકમથી મેં કીધું" અમાલતે ઉત્તર વાળવા હીમત કીધી.

"મરી ગયલાની નીંદા ના કર! તારી જીભ ચીરીને બાળી મેલ. કંગાલ! બેવફા! નીમકહરામ! આ શીર લઇ કાળું કર અહીંથ!

અમાલતને તો વીજળી માફક ઝટકો પડયો.

સરવ જણાં તેનીપર ગુસ્સે થયલાં દીસ્યાં. ફકત સુલતાના રડતી આંખયોએ તેને નીહાળતી હતી. અમાલત તેની નજદીક ગયો અને બોલયો "સુલતાના! તું જાણે છે તો ખરી કે તારે માટે મેં શું શું કીધું છે? કીસ્મતમાં જે બનવાનું હતું તે બની ચુકયું. લેકીન મને જણાવ કે શું તું પણ મને ધીક્કારે છે?"

પણ સેતારા માફક ઉભેલી સુલતાનાએ પોતાના પેદરની લાસ અને વરકોવસ્કીના શીર તરફ વારાફરતી આંગળી દેખાડી કહયું: "સલામ, અમાલત! હું તારી દયા ખાઉં છું. લેકીન હવે હું કદી પણ તારી થઇશ નહી." એટલું બોલી બેશુધ થઇ તે પોતાના પેદર આગળ પડી.

"તયારે અકમેઠની ઇચછા બજાલાવવાનો આ બદલો!" અમાલત બાગેબુલંદ બોલયો, "અકમેઠખાનના કુટુંબમાં આ પ્રમાણે કસમ પાળવામાં આવે છે. આહ! હવેજ મારી ચશમ ખુલ્લી થઇ છે. બતીની જોત જેવી એક ઓરતના ભરોસાપર મારાં સુખનો પાયો રચવામાં મેં બેવકુફી સીવાય બીજું કશું કીધું નથી. એક બુઢી ઓરતના સુખન માનવામાં મેં મારૂં નખોદ વાલયું છે. અકમેઠ! અકમેઠ! મેં શું તારૂં બગાડયું કે તેં તારા કીના માટે મને હથયાર બનાવયો? ચાલો! ખસી જાવો! હું જાઉં છું!" એટલું બોલી પોતાના ખંજરની મુઠપર હાથ મેલી તે ઓરડો છોડી જવા લાગયો. કોઇએ તેની વચમે આવવાની હીમત કીધી નહીં. સરવ જણાં બાજુ થઇ ગયાં. કોઇ એક સુખન વટીક બોલયું નહી.

તે ચોગાનમાં ગયો, જયાં તેના નોકરો ઉભા હતા. એક પણ શબદ બોલયા વગર તે ઘોડાપર કુદી બેઠો, અને ધીમે કદમે ખુરઝુકની ગલીઓમાંથી તે પસાર થયો.

જે ટેકરીપરથી તેણે પેહલવેહેલું અકમેઠનું મકાન દીઠું હતું, તેજ ટેકરીપરથી તેજ મકાન તેણે છેલી વાર જોયું.

આ સઘળા બનાવોએ તેની ઉપર એટલી બધી અસર કીધી કે તે એક શબ્દ બોલી શકયો નહી; સુલતાનાનું નામ વટીક તેની ઝબા માંથી બાહેર નીકલી શકયું નહી; જેઓએ તેને હેરાન કીધો હતો તેઓને શ્રાપ વટીક તે દઇ શકયો નહી. સીસાંનો એક મસ મોટો પરવત જાણે તેનાં આંગ પર ધસી પડયો હતો.

આખરે તેણે રડવા કોશેશ કીધી, તેમાં પણ તે ફાવયો નહી. તેના આંસુઓ તેની છાતીપરનો મોટો ભાર ઘસડી લઇ જઇ શકયાં નહી.

"એક આંસુ! એક ટીપું! એક આંસુ!" તે બડબડયો.

પણ અલાહે તેટલી પણ તેની અરજ નામંજુર કીધી. સેતાનની પેઠે અમાલત આદમોને ધીકારવા લાગયો અને આદમો તેને ધીકારવા લાગયાં.

---

## પ્રકરણ છેલું.

---

### અમાલત બેની શમશેર.

દહાડાઓ, મહીનાઓ અને વરસો પસાર થયાં. વરકોવસ્કીનો ખુની કયાં હતો? તેનું શું થયું?

કોઇપણ જાણી શકયું નહી.

એવું કહેવાય છે કે છેછીનોમાં તે જઇ વસ્યો હતો, જયાં નેફતાલીએ તેને આશરો આપયો હતો. એવું કહેવાય છે કે અકમેઠના શ્રાપની અસર કદી પણ નીકળી ગઇ નહી: તેની ખુબસુરતી, તનદરોસ્તી અને હીમત સરવ જતાં રહયાં.

પણ તે કોણ સાબેત કરે? આખરે અમાલત વીસરાતો ચાલયો, પણ તેની બેવફાઇની યાદ હજી તુલીક જીવતી અને તાજી છે. રશયનો તેમજ તારતારો તેની પર ફીટકાર નાખે છે.

ઇસ્વી સન ૧૮૨૮ માં રશયનોએ દરી આ તેમજ જમીનને મારગે આનાપાના કીલ્લા પર મારો ચલાવયો. દીવસે દીવસે આ લડાઇએ ખુનખારનું રૂપ લીધું. પહાડી લુટારૂઓની મદદથી ટરકી લશકર હીમતથી રશયનો સામે લડી તેમને માહુ માહુ બોલાવતું હતું.

પણ એક દીવસે યુધ શુરપર ચઢયું. મુખય કરી તારતારોની એક નાની ટોળકીએ તો ઝનુનપર આવી જઇ હદજ કીધી. રશયનો પણ અજબ થતા ચાલયા.

આ ટોળકીમાં એક ઘોડેસવાર હતો જે હેરતજ કરતો હતો. ઘડીકમાં તે અહા, તો ઘડીકમાં ત્યાં જઇ તે પોતાના સાથીઓને હીમત આપતો. રશયન ગોળીઓ યા ગોળાઓની તે લેશભાર પણ દરકાર કરતો જણાતો નહી હતો. આ જોઇ રસયનો તેનીપર ખુબ ખીજ્યા.

"જો પેલા ઘોડેસવારને ઉરાડી મેલે તો પચીસ રૂબલ તારા." એક રશયન અમલદારે તોપચીને કહયું. તોપચીએ નજર કીધી.

"આ સુધાં ત્રીજી વખત મેં નેમ ટાંકી, પણ એ સેતાન પોતે હોવો જોઇએ." તોપચીએ ઉતર વાળયો "એનો ઘોડો પણ એનીજ ખસલતનો દેખાય છે. પણ કેપટન! આ ચોથી વખત તો જરૂરજ એને હવામાં ઉરાડી મેલીશ."

એટલું બોલી ઘણા ધયાનથી તેણે નેમ ટાંકી તોપ ફોડી, ધુમાડો નીકળી ગયો અને પેલો ઘોડો પોતાના સવારને મુરડાં સમાન લઇ નાસતો જતો જણાયો. મારયા ગયલા સવારના પગ પાવડામાં ભેરવાઇ રહેલા હતા.

"શાબાશ!" એટલું બોલી કેપટને માનથી પોતાની ટોપી ઉંચકી, કરૂસની નીશાન કીધી અને પેલા નાસી જતા ઘોડાને પકડવા તે દોડયો. ચાર તોપચીઓની મદદથી આખરે ઘોડાને તેના જખમી સવાર સાથે પકડવામાં આવયો. કેપટન પોતે તબીબને બોલાવી લાવયો. તબીબે જખમ તપાસી જણાવયું કે ઘાયલ થનાર લાંબો વખત જીવે તેમ નથી.

કેપટન આથી આ હીમતવાન ઘાયલ થનારને પોતાના તંબુમાં લઇ ગયો અને એક દુભાસયાની મદદથી તેનું નામ અટક જાણવા કોશેશ કીધી.

મધયરાત્રીએ એક વાગતે ઘાયલ પરોણાએ હાલચાલ કીધી, તેનો શ્વાસ હવે ભારી હતો.

"લોહી! હમેસ લોહી!" તે બડબડયો. કેપટન ફાનસ પોતાના હાથમાં લઇ તેની આગળ જઇ ઉભો. "શું હું લોહી માટેજ સરજેલો છું. પણ—પણ—તમે—કોણ છો?" ઘાયલ થનારે અજાયબીથી આંખયો ઉઘાડી પુછયું. "કબરમાંથી—"

"મારૂં નામ વરકોવસ્કી છે." કેપટને ઉતર વાળયો.

મરણ પામતા શખસે એક ચીચયારી પાડી અને બેશુધ થઇ જાન કીરતારને કબજ કીધો.

"આ કોઇ ઘણો પાપી હોવો જોઇએ." કેપટને ઉદાશીથી દુભાસયાને જણાવયું.

"કદાચ કોઇ મોટો બેવફા બળવાખોર હોવો જોઇએ, પણ કદાચ એની શમશેર પરથી એ ઓળખાશે. ઘણી વખત એઓ પોતાના હથયારો પર પોતાનાં નામો તથા અટકો લખાવે છે." એટલું બોલી તેણે ખંજર ખેંચી કાઢયું. સંગીન પોલાદપર સોનેરી હરફે આ પ્રમાણે લેખ વાંચવામાં આવયો :

"અપમાન લેવામાં ધીમો થા, લેકીન કીનો લેવામાં ઝડપ વાપર".

"અહીંના લુટારૂઓનો આ મુદ્રાલેખ છે." કેપટને કહયું "ગરીબ બીચારો મારો ભાઇ કરનલ વરકોવસ્કી પણ આ કંઆળોમાંના એકને હાથે ભોગ થઇ પડયો હતો." એટલું બોલી તેણે આંસુ લુછી નાખયું.

"હવે શમશેર તપાસો". તેણે દુભાસ્યાને જણાવયું.

દુભાસ્યાએ મયાનમાંથી શમશેર બાહેર ખેંચી કાઢી અને તેની એક બાજુપર કોતરેલો નીચલો લેખ વાંચયો:-

"અમાલત બે માટે હું સરજેલી છું."

---

**સમાપ્ત.**

---

# નસીબ
## યાને
# ઘેલો ગાંડો પણ મતલબે ડાહયો.

ઘણી સદીઓની વાતપર ખલીફા નામનો એક અતી મુફલેશ માછી પ્રખયાત બગદાદ શેહરમાં રહેતો હતો. તે વેળાએ બગદાદ પોતાની પુર જાહોજલાલીમાં સારી દુનયામાં વીખયાત થયલું હતું. શેહર પોતે પઇસે પુર હતું, પણ તેમાં રહેનારો આ માછી નામે ખલીફા ખીસે તદન તંગ હતો, અને જેમ તેમ રોજી કુટી કાઢી પોતાના દીવસ કાઢતો હતો. એશકી જુઠી શીશીઆરીની તકલીફી તોરમાં મરી રહેલાંઓના બદનસીબોથી આ મુફલેશ માછી નીરાલો હતો. આપ મેહેનતથી જે પેટ પુરતું મળતું તે પર તે સંતોષી હતો. બીજાઓની ચડતી દેખી તે અદેખો થતો નહી હતો, પણ સહવાર સાંજ ખુદાનું નામ ઝબાંપર લઇ નદીના પાણીમાં જાળ નાખતો અને તે દીવસનું પોતાનું નશીબ અજમાવતો હતો.

એક દીવસે તે કાંઠે જઇ લાગયો અને બાંહે ચઢાવી નદીમાં કમરપુર પાણીમાં ઉતરી જાળ પાંથરી ફેંકી. એ પ્રમાણે તેણે બે વખત કીધું, લેકીન નસીબનો કેથો લીલો કે તેની સરવ મેહનત ફોકટ ગઇ તો પણ હીમ્મત નહી હારી તેણે બીજી આઠ વેળાએ કોશીશ જારી રાખી. પણ તેનું પરીણામ પણ નીષફળતામાંજ આવયું. "યા અલ્લાહ? મેં તારો શો વાંક કીધો કે તું આજે મારીપર આટલો બધો ખફા થયો છે?" તે પોકારી ઉઠયો. "અરે કીસ્મત! કીસ્મત!" એટલું બોલી તે કીનારાપર આવી બે હાથોમાં માથું મેલી થાક ખાવા બેઠો.

"ધીરજ મોટું ધન છે!" એટલું બોલી તે પાછો આખેરે ઉઠયો અને અલ્લાહનું નામ ઝબાંપર રાખી તેણે અગયારમી વખત જાળ ફેંકી અને આશા નીરાશા વચે આશરે કલાકેક થોભયો, ત્યાર પછી તે તેણે ખેંચી જોઇ તો તે ભારી જણાઇ. ઘણી આતુરતાથી ધીમે ધીમે ખેંચી તે કીનારે લઇ આવયો; લેકીન માશલ્લાહ! નાના મોટાં માછલાંઓને બદલે પગે લંગડો અને આંખે કાણો એક વાંદર જાળમાં સપડાયલો તેની નજરે પડયો.

"અલ્લાહ ખેર કરે! આજે મારો સેતારો બરગસ્તે છે!" પછી વાંદર તરફ જોઇ તે ફફડાટમાં પોકારી ઉઠયો; "યા આવર: અરે એ બરગસ્તે સયતાન! તારૂ મેં શું બગાડયું કે તું મારી મશકેરી કરવા એમાં ભરાયો? લેકીન પનાહ! ખુદાકી પનાહ!" એટલું બોલી તેણે દોરીથી વાંદરને કાંઠે ઉગેલાં એક ઝાડ સાથે બાંધયો, અને ઝાડની ડાંખળી તોડી વાંદરાને ફટકાવવા હાથમાં ઉંચે ધરી. આ તેનો ઇરાદો જોઇ તે બારે હકતાલાએ તે જાનવરમાં બોલવાની વાચા મેલી અને વાંદર બોલ્યો; "અય ખલીફા! તારો હાથ ખાંચ. મને અહીંજ ઝાડ સાથે બાંધી પાછી જાળ નાખી તારૂ નસીબ અજમાવ. અલ્લાહ સરવના નીગેહબાન છે તો શું તુંનેજ ભુલી જવાનો છે? અલ્લાહનું નામ હર પળે ઝબાંપર રાખ અને મેહેનત કર? અલ્લાહ કોઇને ભુખો રાખતો નથી.

ખલીફાએ જયારે આ મુજબ સાંભળયું તયારે તે પાછો નદીનાં છાલકાં પાણીમાં ઉતરયો અને આગળની પેઠે જાળ ફેંકી, દશેક મીનીટ એ મુજબ રહેવા દઇ ખેંચી જોઇ તો આગળ કરતાં પણ તેને ભારી લાગી. પુર આશાથી ખેંચતો તે કીનારે લઇ આવયો તો તેનો શો ચીરડાટ? છુટા છુટા દાંતવાળો કાળી ભમર આખયો અને તેવાજ રંગના હાથોવાળો એક વાંદર તેમાં પેઠેલો જણાયો, ખલીફાને જોઇ તે આંખયો મ્ચમચાવી તેની જાણે થેકડી કરતો હસવા લાગયો, અને કમર આસપાસ વીંટાળેલું કપડું ઉછાળવા લાગયો, "અરે એ શયતાનના ખાલા! તુંને કોઇ બીજો મલયો નહી કે મને હેરાન કરવા અહીં ભરાઇ બેઠો? યા અલલાહ! નદીનો આ ભાગ માછલાંઓને બદલે શું વાં

દરીઆથી તેં વસાવયો છે ? " આટલું બોલી તે પેહેલા લંગડા તથા કાણાં વાંદરા આગળ ગયો અને તેની સામું ઉભો રહી બોલયો: " અરે ઓ લંગડા કાણા શયતા ન ! તારૂં મહોં જોઇ જાળ નાખવાના આ શગન જોયા કે ? શું એ કારણસર તેં મને જાળ પાછી નાખવા સલાહ આપી હતી ? હું તો હવે તદન થાકી ગયો છું, અને ખી સામાં દીરમ નથી અને દીનાર પણ નથી, અરે ઓ શયતાન ! " એટલું બોલી તેણે પેલી ડાંખળી લંગડા વાંદર પર મારવા ઉ પાડી અને હજી તો ફટકો પડે તેની અગા ઉ વાંદર કાલાવાલા કરવા લાગયો અને દયા માટે આજીજી કરી બોલયો: " અલ્લાહના નામથી હું અરજ કરૂં છું કે આ મારા બી જા જાતીલાને તારી શી મુરાદ છે તે જણાવ અને તને તેમાં મદદ કરશે." આ સાંભળી ડાંખળી જમીન પર ફેંકી માછી પેલા બીજા વાંદર આગળ ગયો અને સામે જઇ ઉભો. વાંદરે એક આંખ બંધ કરી બે ચાર પળ તેની તરફ જોયું અને કહયું: " ઓ ખલીફા ! હું તુને જે સલાહ આપું છું તેપર ખુબ ધયાન દોડાવ, મારા કહયા પ્રમાણે જો તું ચાલશે તો તું પઇસે પુર થશે.

" તું બોલતો ખરો. "

" કીનારાપરના ઝાડ સાથે મને બાંધ અને નદીમાં જઇ જાળ નાખી તારૂં નશીબ અજમાવ, ત્યાર પછી તું મારી આગળ આ વી મને પુછ કે જે કરવાનું હશે તે હું તું ને કહીશ."

બીજા વાંદરના બોલવાપર ઇતબાર રા ખી ખલીફાએ તેરમી વેળાએ જાળ ફેંકી અને સેજવાર ઢોળી ખેંચી તો આગળ ક રતાં પણ વધારે ભારદાર તેને જણાઇ, પ સીનાથી પુર અતી મેહનતથી તે ખેંચી કી નારે લાવયો અને જોયું તો શુબહાન અલ્લા હ ! લાલ રંગનો ત્રીજો વાંદર જાળમાં ભ રાયલો જણાયો. તેની કમર આસપાસ આ સમાની રંગનું લુગડું વીંટાળેલું હતું. "અલ્લાહ ! તારી મદદ ! તારી બલીહારી કાંઇ ઓરજ કીસમની છે ! આજે માછલાંને ઠેકાણે વાંદળાંઓની રેલછેલ જાણે ચાલે છે." એટલું બોલી પેહેલા વાંદર તરફ મુકી બતાવી બોલયો" અરે ઓ ધ્યાનતી લંગડા ! તારૂં મોંહ જોવાના આ પ્રતાપ જોયા કે ? નદીમાં એક પણ માછલું નથી, પણ તારી જાતવાળાઓ ઉભા ઇ ગયલા છે." પછી ત્રીજા વાંદર તરફ ફરી પુછયું "અરે કમનસીબ ! તું કોણ છે ? "

" અય ખલીફા ! તું શું મને પીછાણ તો નથી ? "

" ખચીતજ નહીં ! "

" તમામ ઇસ્લામીઓના નામવર જે હાંપનાના ઝવેરી યાહુદી અબુસાદતનો હું વાં દર છું. "

" તુંને શું કામસર રાખયો છે ? "

" સહવારના મળતાં વાર હું એને આ શીશ દઉં છું અને તેની બરકતથી પાંચ સો નાના દીનાર તે કમાય છે સાંજના હું પાછા આશીશ દઉં છું કે બીજા પાંચ સોનાના સીકકા એના ખીસામાં સેરવાય છે."

અરે ઓ લ્યાનતી લંગડા અને કમબખ ત કાણા ! તરાથી આ ઉલટીજ કીસમનો છે ! કંગાળ ! તારૂં મોંહ જોવાની આ સઘળી આપદા મને ભોગવવી પડે છે, કાળું કર અ હીંથી ! " એટલું બોલી ગુસ્સાથી તેણે ડાં ખલીથી પેહેલા વાંદરને સરાસર ફટકાવવા શુરૂ કીધું.

" અરે ઓ ખલીફા એને મારવાથી તુંને હાંસલ શી થવાની છે ? " બીજા વાંદ રે પુછયું " તારો દસ્ત ખેંચ અને મારી આગલ આવ કે હું તેને તારૂં કીસ્મત ખુ લવાનો રસ્તો દેખાડું."

માછીએ હાથ ખાંચયો. જરા વીચારમાં પડયો અને છેલ્લાં વાંદર આગલ જઇ પુછ યું " શું કહે છે ? "

" અમો ત્રણેને અહીં રહેવા દઇ તારી જાળ સમી કરી, અલ્લાહનું નામ મહોં પર લઇ એક વધુ વખત જાળ નાખ અને જે પણ મળે તે લઇ મારી આગલ આવ, પછી હું તારાં ભ લાં માટે સલાહ આપીશ".

" વારૂં, એમ તો એમ ! " જાળ સુધા રી તેણે નદીના પાણીમાં હોમાવી અને થો ડી વાર ઢોળી ખેંચી, પછી વાંદરાઓ તરફ મોંહ કરી મોટેથી બોલયો " બચાઓ, આ છે લી વખત તમારી સલાહ પ્રમાણે ચાલું છું. જો આ વેળાએ પણ તમો કંગાળોની જાત વાળો નીકળશે તો તમો બધાઓની કમરના ટુકડે ટુકડા થઇ જશે."

" તારી આ સરત અમારે કબુલ છે." બીજા વાંદરે ઉતર વાળયો.

ખલીફા આથી જાળ ખેંચતો કીનારે લઇ આવયો તો તેને જાળમાં 'બંની' યાને 'ફુરખ સમક' નામની પોહોલા મહોંની તથા બે સોનાના સીકા જેવા રંગની માછલી મા લમ પડી. ખલીફા આ જોઇ ઘણો ખુશી થયો; સબબ પોતાની આખી ઓમરમાં એના જેવું માછલું તેણે જોયું નહી હતું. ખુશહાલીથી ટીકતો તથા અજબ થઇ નીહાળતો તે ઉભો.

"અરે ઓ ખલીફા એને મારી આગ લ લઇ આંવ, કે હું તુને સલાહ આપું" અબુ સાદતના વાંદરે જણાવયું. આથી અબુ તેની આગળ માછલી ઉપાડી ગયો.

"ઓ ખલીફા ! આ માછલી તથા આ તારા વાંદરનું તું શું કરવા માગે છે?"

"વાંદરોના ઓ શાહ ! સાંભળ ! આ લંગડા કાણા બંદરનો આંકો લાવી મુકી હું તુંને મારા વાંદર દાખલ રાખવા માગું છું," માછીએ ઉતર વાળયો, "હું તુંને દરરોજ ખવાડીશ પીવાડીશ."

"જ્યારે તુંને હું પસંદજ છું તો હું તેના આભારમાં જે સલાહ આપું છું તે ધયાનથી સાંભળ. આ બીજાઓની પેઠે મને પણ અહીંઆ ડજલહ નદીને કાંઠે બાંધી રહેવા દઇ એક ટોપલીમાં લીલું ઘાસ યા લીલ પાંથરી આ માછલી મેલ, અને તેનીપર 'રય હાન'ના સુગંધી છોડ પાંથરી બગદાદ તરફ રાહ ધર. રસ્તામાં જો કોઇ તુંને મળે અને તારી સાથે વાતચીત કરવા માગે તો એક હરફ વટીક તું બોલતો ના; લેકીન ગુપચુપ શરાફી બજારમાં ચાલયો જજે. ત્યાં પોંહોં ચતાં જમણા હાથપરની સાતમી દુકાન આગળ થોબજે, જે મારા 'મુઅલ્લીમ" યાને ધણી યાહુદી અબુ સાદતની છે. અબુ સાદત સઘળા શરાફોનો શાહ છે, જે તુંને પીઠ પાછળના તકીઆપર અઢેલાઇ એક સેતરંજીપર બેઠેલો જણાશે. તેની સામે એ ક હાથપર સોનાની થેલી અને બીજા હાથપર રૂપાં નાણાંથી છલછલ થયળો કોથલો મેલેલો માલમ પડશે, જયારે તેની આસપાસ હજુરયા ઓ તથા હબસી ગુલામો તથા છોટા નોકરો ઉ ભેલા દેખાશે ત્યાં જઈ આ માછલીની ટોપલી અબુ સાદત હજુર મેલી તું ઉભો રહેજે. જયારે સરાફોનો આ શાહ તારી તરફ નજર ફેંકે ત્યારે તું આ પ્રમાણે બોલજે:– 'ઓ અબુ સાદત; આજે તારૂ નામ ઝબાં પર રાખી મેં ડજલહમાં જાળ નાખી તો તારાં નામની બરકતથી તથા અલ્લાહની મહેરબા નીથી આ બંની મારે હાથ આવી. તે તુંને સવાલ કરશે કે તેં એ કોઇને દેખાડી છે તો ઉતર વાળજે કે 'નહી; કોઇ પણ આદમ જાદને નહી.' આ સાંભળી તે એ માછલી લેશે અને તુને તેના બદલામાં એક દીનાર આ પશે પણ તું એને એ રૂપાનો સીકકો પાછો આપજે જેથી તે તુને બે આપશે; લેકીન તે પણ તું પાછા વાળજે અને મારી સલાહ મા ને તો તે જે પણ સીકકા આપે તે લેવા તું સાફ ના પાડજે, નહીતર પછવાડેથી તુંને પસ્તાવો થશે, સોનાના સીક્કાથી પણ તું લલચાતો ના. આ જોઇ તે ગુસ્સે થશે અ ને પુછશે કે તયારે તુંને શું જોઇએ છે? તો તું ઉતર વાળજે કે 'અલ્લાહની બરકતથી બે વાકયો તારી ઝબાંનથી નીકળેલા જો હું સાંભ ળું તો આ માછલી મારી થાય.' તે તુંને સવાલ કરશે કે તે કયા? તો તું ઉતર વાળ જે કે આ દુકાનના બારણા આગળ આવી ઉભો રહી સઘળાઓને બાપોકાર પુકાર કે 'આ બાઝારમાં તમો સઘળાંઓ મારા સા ક્ષીઓ છો કે આ ખલીફા માછીના વાંદર સાથે મારો વાંદર અદલાબદલી 'આજથી કરૂં છું; અને તેની બરકતથી જે નશીબ હો ય તેને હું આધીન થવા કબુલ થાઉં છું.' તું અબુને જણાવજે કે ફકત એ સરતે આ માછલી વેચું છું. જો તે કબુલ થશે તો આ કાણો લંગડો વાંદર એનો થશે અને હું ન સીબવંત તારો બનીશ, જેની બરકતથી દર રોજ તું સારી જેવી રકમ કમાશે. બીજા હાથપર આ કાણાની બરકતથી યાહુદી રફતે રફતે તંગદશાત હાલતમાં આવતો જશે. દુ નયાનો સરેસતોજ છે કે એક ચહડે તો બી જો પડે કે જેથી આખેરે તો સમતોલપણું જળવાઈ રહે. હવે આ મારી સલાહનો શબ દે શબદ તું ખુબ મગજમાં ગોખજે અને અબુના પઇસાની લાલચમાં મુદલ સપડાતો ના, ચાલ, હવે મેં સલાહ આપી તે પ્રમા ણે અમલ કર."

"વાંદરાઓના ઓ શાહ ! તારી સલાહ પર હું અમલ કરવા જાઉં છું, લેકીન આ બ રગસ્તે સેતારેના કાણા બંદરનું શું કરવું તે ની મને સહમજ પડતી નથી. મને ધાસ્તી એટલીજ છે કે એનો સેતારો રખેને વચે આવે" ખલીફાએ વીચાર જણાવયો.

"અલ્લાહ એનું ભલું કરશે. એને પાણીમાં ડુબવા દે અને અમોને પણ જવા દે."

"ઠીક" એટલું બોલી ખલીફાએ બંધ છોડયા અને ત્રણે વાંદરો ડજલહમાં અલોપ થયા. તયાર પછી માછીએ પેલી મછી ટોપલીમાં મેલી અને વાંદરની સલાહ પર અમલ કરવા. શેહેર બાગદાદ તરફ જવા ચાલું મેલયું. રસ્તામાં તેને ઘણા જણા ઓળખીને મળયાં અને સવાલ કરવા લાગયા કે તઓ ખલીફા શું લઇ આવયો, " પણ કોઇ "કશો જવાબ તેણે દીધો નહી અને આખેરે તે શરાફી બાઝારમાં પેઠો અને જમણા હાથ પર આવેલી સાતમી દુકાન આગલ જઇ ઉભો તો અબુ સાદત પઇસાની થેલીઓની વચે બેઠેલો તેની નજરે પડયો. "જાણે ખોરાસાનના શાહોનો શાહ!" ખલીફા બડબડયો, અને અબુ આગળ ટોપલી મેલી અદબવાલી ઉભો. અબુ સાદત સીક્કા ગણુવામાં ગુંશાયલો હતો. ગણત્રી પુરી કીધા પછી તેણે આંખ્યો ઉંચે કીધી અને માછીને ઓળખી કહયું. "ઓ ખલીફા! ભલે! તુંને શું જોઇએ છે અને તારી શી ફરયાદ છે? જો તારી કોઇએ મશકેરી કીધી હશે અથવા તારીપર થુકયું હશે તો હું કોટવાલ આગળ જઇ ઇનસાફ કરાવીશ."

"યાહુદીઓના ઓ શાહ! મેહેરબાની! પણ એવું કાંઇ બનયું નથી. આજે સહવારે તારૂં નામ જબાંપર રાખી મેં નદીમાં જાળ નાખી તો તારાં નામની બરકતથી આ મચ્છી સપડાઇ" એટલું બોલી તેણે રયહાન ઉંચી નાખી મચ્છી અબુ સાદતને દેખાડી. યાહુદી આ મચ્છી જોઇ ઘણો અજબ થયો અને બોલયો: "અય ખલીફા! રાતના મેં એક ખવાબ જોયો, જેમાં એક પરી આવી મને કહેવા લાગી 'ઓ અબુ સાદત! સાંભળ! આજે તારે માટે મેં એક ઉમદા બક્ષેશ મોકલી છે.' અય ખલીફા! હું ધારૂં છું કે એ એજ હશે. લેકીન હું પુછું કે તેં કોઇને આ મચ્છી દેખાડી છે કે?"

"અલ્લાહ ખેર કરે! નહી! અબુ બકરના નામથી જણાવું છું કે તારા સીવાય કોઇ પણ આદમની નજરે એ પડી નથી."

"તયારે તો અય લડકા!" પોતાના છોકરવન નોકર તરફ ફરી અબુ બોલયો "આ મચ્છી તારી શેઠાણી આગળ લઇ જા અને કહે કે થોડી રાંધે અને થોડી તળે."

"શેઠના હુકમને તાબે." એટલું બોલી મચ્છી હાથમાં લઇ ઘર તરફ તે જવા લાગયો. યાહુદીએ થેલીમાં હાથ નાખયો અને તેમાંથી એક દીનાર કાઢી ખલીફાને આપતાં કહયું: "આ લે અને તારા કુટુંબપર ખરચ."

ખલીફાએ પોતાની હથેલીમાં જ્યારે દીનાર જોયો ત્યારે "અલ્લાહ અકબર!" પોકારી ઘણા હરખથી આ સોનાના સીક્કાને નીહાળવા લાગયો, જાણે કે આખી ઉમરમાં સોનું તેણે જોયું નહી હોય, પણ થોડાંક ડગલાં ચાલી તે પાછો આવયો. સબબ, તેને વાંદરની સલાહ યાદ આવી ગઇ.

"તારૂં આ સોનું પાછું લે અને મચ્છી પાછી આપ. શું તું મારી મશકેરી કરે છે?" માછીએ કહયું.

યાહુદી સમજયો કે ખલીફા મશકેરી કરતો હતો અને તેમ સમજી તેણે બીજા બે દીનાર આપયા; લેકીન ખલીફાએ તે તરફ તુચ્છકાર દેખાડયો "ચલ! આ પાંચ લઇ તારે રસ્તે જા."

ખલીફા તે લઇ ખુશી થતો ચાલયો. થોડેક છેટે ગયા પછી સોનાના આ સીક્કા ખખડાવી તેના અવાજમાં મજાહ લેવા તથા પોતાને બાગદાદના ખલીફ જેવો નસીબવંત સમજવા લાગયો. બાજારને છેક છેડે જઇ લાગતાં વાંદરાના શબદો તેને સાંભળી આવયા: જેથી પાછો યાહુદી આગળ દોડતો ગયો; અને તેની આગળ જઇ સોનાના સીક્કા ફેંકયા.

"ઓ ખલીફા! શું છે? આ સોનાના સીક્કા વટાવી રૂપાંના લેવા આવ્યો છે કે?"

"મને દીરમ નથી જોઇતા અને દીનાર પણ નથી જોઇતા. તારી પાસેજ એ રહેવા દે. મને તો મારી મચ્છી પાછી જોઇએ છે."

આ સાંભળી યાહુદી ઘણો ગુસ્સે થયો અને મોટેથી પોકારી ઉઠયો: "અરે એ બેવકુફ! એક દેરમની પણ કીમ્મતની નહી એવી તું માછલી લઇ આવયો અને આખા શેહેરમાં તાજી માછલી નહી મળવથી મેં તુંને પાંચ દીનાર આપયા, તોપણ તું સંતોષ પકડતો નથી? શું તું પાગલ તો નથી બન્યો? કાંઇ ભુત તારા દીલમાં ભરાયો તો નથી? વારૂં, બોલની, શી કીંમતે તું એ વેચવા માગે છે?"

"ઇલહ અલ્લાહ! મને એ માટે સોનું રૂપું જોઇતું નથી. ફક્ત તારી આ દુકાનના બારણા બાહેર ઉભો રહી મોટેથી પોકારી હું કહું તે બે વાકયો બોલે તો મચ્છી તારી થયલી સમજજે."

યાહુદી સમજયો કે ખલીફા તેની પાસે પવીત્ર કોરાનના વાકયો બોલાવી વટલાવવા માગતો હતો અને તેમ વીચારી અતી ગુસ્સે થઇ પોતાના નોકરો તથા ગુલામોને હુકમ કીધો કે ખલીફાને ખુબ કુંદીપાક જમાડે. જયાં સુધી ખલીફાએ ભોંય માપી ત્યાં સુધી અબુ સાદતના નોકરોએ તેને મારયો.

"હવે એની ભાંગ ઉતરી હશે; માટે થોભો અને ઉઠવા દેવો." યાહુદીએ નોકરોને ફરમાવયું. ખલીફા તરતજ છલાંગ મારી ઉઠયો.

"ચાલ! હવે મને કહે કે શી કીંમત તુને જોઇએ છે?" યાહુદીએ પુછયું. "તારી બેવકુફીથી તેં માર ખાધેલો જોઇ મને દયા આવે છે."

"અરે યાહુદીઓના ઓ શાહ! તું મારે માટે દલગીર ના થા. કેટલીક એશકી બડકીઓની પેઠે દશ ગધેડાંભાર સોટીઓ હું સેહેલાઇથી ખાઇ શકું છું, તો હમણાનો માર તો કુચ્છ બીસાદમાં નથી."

આ સાંભળી યાહુદી તથા આસપાસના સરવે પેટ પકડી ધુમ હસવા લાગયાં.

"અલ્લાહ તારો નીગેહબાન હોજો! ખલીફા! હું તુંને કબુલાત આપું છું કે તું જે વાજબી માગશે તે હું આપીશ."

"જે બે વાકયો હું તુંને બોલવા કહું તે તું ભરલોકમાં પોકારે તો મચ્છી તારી થઇ."

"મને એમ લાગે છે કે તું મને વટલાવવા માંગે છે."

"અલ્લાહ અકબર! તું યાહુદીમાંથી નીકળી મુસલમીન થાય તો તારા જેવા સેંકડોથી કાંઇ અમારી કોમને ફાયદો થવાનો નથી, તેજ પ્રમાણે તું યાહુદી દાખલજ રહે તો તેથી તારી કોમ કાંઇ ઉંચે દરજજે પુગવાની નથી. યકીન માટે સ્વચ્છ અંતકરણ ખુદાએ મેળવેલું હોવું જોઇએ."

"ત્યારે તું શું માગે છે?"

"આ બારણા આગળ આવી ઉભો રહી બાપોકાર ખાસ વ આમને જણાવ કે—બજારના ઓ સરવ આદમો! તમો, સાક્ષી રહો કે ખલીફાના વાંદર સાથે મેં મારી રાજીખુશીથી મારો વાંદર અદલાબદલી કીધો છે; અને તેની બરકતથી જે નસીબ હોય તેને હું આધીન થાઉં છું. બસ એટલુંજ હું મચ્છીના બદલામાં માગું છું."

"એમજ હતું તો પેહેલેથીજ કાં નહી જણાવયું. ફોકટમાં તેં માર ખાધો." યાહુદીએ દયા ખાધી.

"મેં તમોને જણાવયું તો છે કે દશ ગધેડીઓપર લદાય તેટલી સોટીઓ હું ખાઇ શકું છું તો આટલાના શા ભાર? પણ મને ઉતાવળ છે. ચાલો, ઝટપટ પોકારો."

યાહુદીએ માછીના કહયા મુજબ કીધું, અને પછી તેની તરફ ફરી પુછયું "કાંઇ બીજું જોઇએ છે?"

"નહી, બસ એટલુંજ."

"ત્યારે તો હવે તારે રસ્તે સંતોષથી સીધાર!"

ખલીફા આ સાંભળી ઉઠયો, ટોપલી તથા જાળ માથે મેલી અને દજલહ (તાઇગ્રીસ) નદીને કાંઠે વાંદરાઓની શોધમાં દોડયો.

---

## પ્રકરણ ૨ જું.

---

### ચામડી સખત કરવાનો એલાજ.

"વાંદરાઓના ઓ શાહ! તારી સલાહ પ્રમાણે હું ચાલયો છું અને સોનાના સીક્કાઓને પણ મેં ઠોકર મારી છે. હવે મને જણાવ કે હું શું કરૂ?" એટલું બોલી વાંદરને નદીમાંથી કાઢવાના એરાદાએ વાંદરાઓની શોધમાં દજલહ (તાઇગ્રીસ) નદીને કાંઠે નીકળેલા ખલીફાએ જાળ નાખી, જરા વાર થોભી તેણે તે તાણી જોઇ તો તે ઘણી વજનદાર લાગી. આ વેળાનો ભાર તેને ઘણો લાગયો અને તેથી ધીમેથી ખેંચતો કાંઠે લઇ આવયો અને જોયું તો તરેહ તરેહ કીસમની માછલીઓથી જાળ ઠીસોઠીસ થયલી હતી.

જરા વારમાં રકાબી લઇ એક ઓરત આવી અને એક દીનાર આપી એક મછી ખરીદી. ત્યાર પછી બીજાં ખરીદનારાં આવયાં, જેમને તેણે વારાફરતી સઘળી માછલીઓ વેચી, અને છેલ્લે આવકનો હીસાબ ગણવા બેઠો, તો દસ દીનારનો વકરો થયલો તેને

જણાયો. દસ દીવસ સુધી તેણે તેમ કરયા કીધું અને દરરોજ દસ દસ દીનારની પુંજી તેની પાસે વધતી ચાલી. છેલ્લાં તેણે જોયું કે સો દીનાર તેની પાસે થયા હતા. વેપારીઓના આવજાવવાળા અને 'મમર અલ–તુજાર' નામના લતાપર આપણો આ ખલીફો એક નાની અંધારી કોટડીમાં રહેતો હતો, તેણે જયારે સો દીનાર એકઠા થયલા દીઠા ત્યારે હર્ષીશની ઝુમમાં તેને વીચાર આવયો અને બડબડયો: "ઓ ખલીફા! લોક તો તુંને નીરધન માછી દાખેલ ધારે છે, લેકીન તું તો સો દીનારનો માલેક છે. દરેકને કોઇ વખતે પઇસાની જરૂર તો પડે છેજ તેમજ ઇસ્લામીઓના શાહ હારૂન અલ–રશીદને જરૂર પડે અને કોઇને મહોંથી કદાચ સાંભળે તો ખચીતજ મારી પાસે આવી મને કહે: 'મને હમણા પઇસાની ગરજ છે; મેં સાંભળયું છે કે તારી પાસે સો દીનાર એકઠા થયા છે: માટે મને એ રકમ ધીર;' તો હું ઉતર વાળીશ કે "ઓ જેહાંપનાહ! હું એક ગરીબ આદમી છું, જો કોઇએ તેથી ઉલટી ખબર આપી હશે તો તે બડો લબાડ હોવો જોઇયે;' આ સાંભળી શાહ મને પોહરેગીરોને સ્વાધીન કરી તેમને જણાવશે કે 'આ જુઠાને બાંધી ફટકા મારો કે જેથી દોલત કયાં સંતાડી છે તે એ જણાવે.' પોહરેગીરો શાહના હુકમને તાબે એટલે મને સરાસર ફટકાવશે તો ખરા; લેકીન મારી ચામડી સખત કરવા અને તે વેળા મારી પર કાંઇ અસર નહી થાય તેનો ઉપાય મારે લેવો જોઇએ." એટલું બોલી ઝુમમાં ને ઝુમમાં તે ઉઠયો અને લંગોટ સીવાય કપડાં કાઢી નાખી પોતાના શરીરપર ચાબકાથી સરાસર ફટકા મારવા લાગયો. એક ફટકો પોતાને મારે અને બીજો ચામડાંના તકીઆને મારે, અને મોટેથી બુમો પાડે "અફસોસ! યા અલ્લાહ! અફસોસ! ઓ જેહાંપનાહ! એ તદન લબાડ છે! મારા દુશમનોએ કાન ભંભેરયા છે! મારી પાસે કાંઇ નથી! આ જાળ એજ મારી સઘળી પુંજી છે!"

શાંત રાતમાં આ પોકાર તથા ફટકાના અવાજો સાંભળી વેપારીઓ તથા બીજાઓ તેના બારણા આસપાસ હથીઆરો લઇ એકઠા થયા. તેઓ સમજયા કે ચોરો ખલીફાના ઓરડામાં પેઠા પડયા અને તે બાપડાને મારી પઇસા માગતા હતા. લેકીન ઓરડાનું બારણું અંદરથી બંધ હોવાથી તેઓએ છાપરાંપર ચઢી ચોરોને પકડી ખલીફાને બચાવવા વીચાર કીધો. ચાર પાંચ હીમતવાનો છાપરાંપર ચઢયા અને મમરક યાને આકાશ–બારીમાંથી ઓરડામાં જોયું તો કપડાં વગરનો માછી એક ફટકો પોતાને મારતો તો બીજો ચામડાના તકીઆપર મારી આજીજી તથા રડવાની ઢબે પોકારતો હતો.

"અરે ખલીફા! તુંને શું છે? અને આ ગડબડ શી?"

"અરે ભલાં માણસો! સાંભળો!" ખલીફાએ હાથ ખાંચી ગંભીરાઇથી જણાવયું "મારી પાસે થોડાક દીનાર એકઠા થયા છે: તેથી રખેને આપણા શાહ હારૂન અલ–રશીદને કોઇ બાટમી આપે અને તે તેની માગણી કરવા કોતવાલને મોકલે અને જો નહી આપું તો માર મારી મારો દુંબાલો કાઢે તેની બીકથી મારી ચામડી તે માટે સખત કરવા હું પોતાને ફટકા મારૂં છું. હરરરરરરર!" એટલું બોલી તેણે પાછું ફટકાવવાનું કામ શરૂ કીધું.

હાજર રહેલાં સઘળાંઓ આ સાંભળી દમબદમ હસ્વા લાગયાં.

"અરે ઓ બેવકુફના પાદશાહ! આ રીત અજમાવયાથી કાંઇ તારી ચામડી સખત થવાની છે કે? ફોકટમાં તું શા માટે અમારી નીંદમાં ખલલ કરે છે, અને અમારાં દીલ દુખવે છે?"

આ સાંભળી ખલીફાએ પોતાને મારવા તથા બુમ બરાડા પાડવાનું મોકુફ કીધું, અને સહવાર સુધી ઉંઘમાં ગીરફતાર થયો.

સહવારનાં ઉઠતાં વાર તેને સો દીનાર યાદ આવયા. "હું માછલાં મારવા જાઉં તે વેળા કદાચ ચોરો ઓરડામાં પેઠા પછી લઇ જાય. જો હું કમર આસપાસના કપડાંમાં બાંધું તો કદાચ કોઇને માલમ પડી જાય અને એકાંત જગયાનો લાભ લઇ મને લુટી લે યા મારી નાખે. જો હું આબાદાર ગણાતા કોઇ આસામીને રાખવા આપું તો તે બીજાંઓના ખાઇ જાય છે તેમ જરૂર મારા હજમ કરી જાય અને સામુ ચોરીપર સરજોરી કરી બંદીખાનામાં પુરાવે. જો માથાંપર પગડીમાં બાંધું તો માલમ પડતાં કોઇ ઉઠાવગીર ઉઠાવી જાય. લેકીન સબર! ખાસી યાદ આવી." એક વખતે માછલાં માર

તાં જાળમાં ગળે ઓરવવાની કપડાંની એક ખાલી કોથલી હાથ લાગી હતી, જે તેણે તરેહવાર પરચુટણ સામાન સાથે એક ખુણામાં મેલી હતી. આ કોથલી લઇ પખોડી અને તેમાં કાંઇ કાણું છે યા નહી તે તપાસ્યું. ખાતરી થયા પછી તેણે પોતાની પુંજી ( સો દીનાર ) તેમાં મેલી અને મજબુત બાંધીને પોતાના ગળામાં ઓળવી. ત્યાર પછી બંડી પેહેરી અને માછલાં મારવાની જાળ વગેરે ઉપાડી દજલહ નદી તરફ જવા તેણે ચાલુ મેલયું. 'અલ-રસીફ' યાને ડક્કા નજદીક તેણે પાણીમાં જાળ ફેંકી, પણ પેહેલી યતનમાં એક પણ માછલું સપડાયું નહી તે થોડે દુર ગયો અને પાછી ફેંકી; આ બીજી વેળાએ પણ જાળ ખાલીજ જણાઇ. વધારે દુર જઇ પાછી નાખી તો તેવું પરીણામ પણ આગલાની પેઠેજ આવયું. એમ કરતાં તે અતી ચીરડાઇ ગયો અને ગુસ્સાનો મારયો પોતાના આખા બદનને વળ આપી જાળ ફેંકી તો જાળ સમેત તેના ગળામાં ઓરવેલી સો દીનારની થેલી પણ પાણીમાં જઇ પડી અને નદીના પ્રબળ પ્રવાહના જોરથી કોણ જાણે કયાં ઘસડાઇ ગઇ. મેહેનત બરબાદ, ખીસે ખાલી !

ફીકકો ફચ થઇ તેણે જાળ ખેંચી કાંઠાપર ફેંકી અને લંગોટ સીવાય સરવ પોશાક કાઢી જાળપરજ મેલી નદીમાં જે ઠેકાણે થેલી પડતી જણાઇ હતી ત્યાં હેમાવયું. આસરે સોએક વખત જુદે જુદે ઠેકાણે તેણે ડુબકી મારી હશે. તેમ કરતાં તે તદન થાકીને લુસ થઇ ગયો અને મધ્યાન બપોરનો વખત પણ થવાથી શહેરની મસજેદોના બુલંદ મીનારાઓપરથી બાંગીઓની બાંગોના સુંદર સરોદો સંભળાવા ઘણુંના પુરા થયા. તે આખેરે કીનારે આવયો અને જોયું તો જાળ, ટોપલી તથા લાકડી સીવાય તેનાં સરવ કપડાં ગેપ થઇ ગયાં હતાં. "હરામખોર લુચાઓ ! તમોને શું કોઇ બીજો મળયો નહી કે મારો ઉનનો પાયજામો તથા રાખોડયા રંગની પગડી અને બદીઆન લઇ ગયા ? પણ હવે હું ઘરે કેમ જાઉં?" માછી મોટેથી બડબડવા લાગયો "શું પેલા લંગડા કાણા વાંદરનું નશીબ પાછું મારે આડે તો નથી આવયું? પણ ઘરે જાઉં કેમ? હા, અબી ઠીક!" એટલું બોલી તેણે પોતાના બદન આસપાસ જાળ વીંટાળી.

હવે થોડુંકજ આગમચ આ સઘળો બનાવ એક શખસ ઝાડ પછવાડે છુપાઇ જોતો હતો, તે મુછમાં હસવા લાગયો. તે કોઇજ નહી પણ આખી જગતમાં પ્રખયાત થયલો નામવર ખલીફ હારૂન અલ-રશીદ પોતે હતો. ખલીફા જાળમાં વીંટળાઇ ઉંટના ઢપે એમથી તેમ ઝોંકા ખાઇને તથા કુદકરા મારી પોતાને મપને જવા લાગયો.

હવે નામવર હારૂન ત્યાં કેમ જઇ ચઢયો તે જોઇએ.

## પ્રકરણ ૩ જું.

### માછી તરીકેની સબકતી શરૂઆત.

ઇબન અલ-કીરનાસ નામનો તેનો એક ઝવેરી દોસ્ત હતો, જેને દરેક વેપારી સરાફ વગેરે કલીફના વેપારી દાખલ પીછાણતા હતા: તેથી બગદાદ શહેરમાં જે કોઇ લોંડી એ યા કાંઇ અજબ યા નહી મળી શકે એવી ચીજ વેચવા લાવે તે પેહેલાં કીરનાસને ત્યાં લઇ જાય અને બની શકે ત્યાં સુધી સોદો ઠોકે. એક દીવસે આ શાહ ઝવેરી પોતાની દુકાનમાં બેઠો હતો તેટલાં દલાલીઆઓનો એક શેખ અતી ખુબસુરત નાજનીન વેચવા માટે તેની આગળ લઇ આવયો. એના જેવી ખુબસુરત તથા તરેહ કીસમના હુનરમાં પુરવીણ બીજી કોઇ પણ અબળા કીરનાસને જણાઇ નહીં. ઘણીક રીકઝીક પછી પાંચ હજાર સોનાના દીનારે સોદું ઠોકવામાં આવયું, અને બીજા હજાર દીનાર પોશાક ઝવેરાત પછવાડે ખરચી હારૂન અલ-રશીદ આગળ તે તેણીને લઇ ગયો. નામવર શાહને તે અતી ખુબસુરત ઉપરાંત ગાયન ગાવા વજાડવામાં તથા હાથ ચાલાકીના ખેલો કરવામાં અતી ઉસ્તાદ જણાઇ: જેથી બીજે દીને કીરનાસ ઝવેરીને એ લોંડીની કીમત દાખલ દશ હજાર દીનાર આપવા શાહે ખજાનચીને હુકમ ફરમાવયો: એટલે એક દીવસમાં કીરનાસે ચાર હજાર દીનારનો નફો આ સાટાંથી કીધો. આ નાજનીનનું નામ કુત અલ-કુલુબ હતું. હારૂન આ નાજનીનપર એટલો ફીદા થયો કે તેણે પોતાની પરણેતર ઝુબયદાને તદન વીસારી મેલી, એટલુંજ નહીં પણ રાજદવારી કામકાજ પણ બડે વઝીર જાફરને સોંપી તે અલગો થવા લાગયો. તે ફકત જુમાને દહાડે મસજીદમાં નીમાજ ભ

ણી પાછો કુલુબની આગળ જતો. આ જોઇ વઝીરો તથા અમીર ઉમરાવો નારાજ થયા અને વડા વઝીર જાફર (બારમકી ખાનદાનના આ પ્રખ્યાત વઝીરને લગતી તરેહવાર વાતો વાંચનારને "ખલીફ હારૂન અલ–રશીદ" નામના પુસ્તકમાં જણાશે) ને ફરીઆદ કીધી. જાફરે તેમને જુમાના દીન તુલીક થોબવા કહ્યું. હારૂન નેમાજથી ફારેગ થઇ મસ્જેદમાંથી જેવો જવા નીકળયો કે જાફરે તેની હજુર જઇ અમીર ઉમરાવોની અરજ ગુજારી.

"અલ્લાહ કસમ ! ઓ જાફર ! એમાં મારો વાંક નથી, પણ પયારનો વાંક છે. કુત અલ–કુલુબની દોસતી થોડી વાર પણ તજવા મારૂં દીલ ચાલતું નથી."

"તમો જેહાંપનાનું કેહેવું રાસ્ત વ દરૂસ્ત છે, લેકીન શાહોનું મન રંજન કરવા ખુદાએ બીજી સરસ મરદાનગીભરી રમતો સરજેલી છે અને જેમાં તમામ શાહો મગરૂરી લેતા આવયા છે. દુશમનોપર જીત મેળવવી યા તો શીકારગાહે નીકળવું. આ છેલી રમતમાં પડયાથી તમો નામવરનું ધયાન કદાચ કુલુબથી વેગલું થશે."

"ઓ જાફર ! ઠીક બોલયો. કાંઇપણ ઢીલ વગર ચાલ આપણે શીકારગાહે નીકળી જઇએ."

ગળાં આસપાસ જરઝવેરાતની માળાઓ તથા એશકી ગલપટા વીંટાળેલી ગધેડીઓપર સ્વાર થઇ બંને શેકારગાહે નીકળી પડયા. તેમની પુઠે હજુરયાઓને પોતપોતાના જાનવરોપર સ્વાર થઇ ફુરસદે આવવા ફરમાવયુ. તરેહવાર કીસમની વાતચીત કરતા બંને શાહ તથા વઝીર જવા લાગયા, ગરમી પણ પુશકળ પડતી હતી: તેથી હારૂને કહયું "જાફર ! મને ઘણી શોશ લાગી છે."

તેઓએ આસપાસ નજર ફેંકી તો દુર પાણીમાં કાંઇ આકાર નામવર શાહની નજરે પડયો: તેથી તે તરફ આંગળી કરી જાફરને પુછયું "હું જે જોઉં છું તે તુને પણ નજરે પડે છે?"

"ઇસ્લામીઓના ઓ શાહ ? હા ! નદીના કાંઠા આગળ એક આદમીનો આકાર દેખાય છે. કદાચ કાકડીના બાગનો એ રખવાળ હશે."

"યા કદાચ માલીક યાને પહેરેજબાર હશે. હું એખલોજ તેની આગળ જઇ તેના આશીશ મેળવી જોઉં, તું અહીંજ થોબજે."

"એટલું તો ખરૂં કે પાણીનો તોટો નથી. જો તમો નામવર અહીં થોબો તો હું પાણી લઇ આવું," જાફરે સુચના કીધી.

"નહી ! મારી ગધેડી વધારે ઝડપી ચાલની છે: માટે આપણા હજુરીઆઓની વાર જોતા અહીંજ ઉભો રહે અને હું એ શખસ આગળ જઇ તેની મદદથી તરસ છીપાવું," એટલું બોલી તેણે ખચરણીને એડ મારી કે તે વીજળીક ઝડપે દોડવા લાગી. કાંઠા નજદીક આવતાંજ હારૂને પેલા માછીને છેલ્લી વેળા જાળ નાખી બડબડતો સાંભલ્યો. કાંઇ પણ નવું જુનું જાણવાનો કુદરતી શોક એ નામવરને હોવાથી તે ઝાડો પછવાડે છુપાઇ ઉભો અને ઘણી આતુરતાથી માછીની હીલચાલ તપાસવા લાગયો. માછીનો પોશાક ગેપ થવાથી તે શું બોલ્યો હતો તે તેણે સાંભળયું, અને છેલ્લાં માછીને પોતાનું શરીર જાળથી ઢાંકી ઉંટની મુઆફેક ચાલતો તેણે જોયો. હારૂન હવે છુપાવાની જગયેથી બાહેર નીકળી આવયો અને માછીની સામું જઇ સલામ કીધી અને પુછયું: "અય શેખ ! કાંઇ પીવાનું પાણી મળી શકશે?"

"અરે ઓ તું કોઇ પાગલ છે યા અંધો છે કે આ તમામ નદીનું પાણી જોઇ યા પીછાની શકતો નથી ? અહીંથી નીચે ઉતર કે તારા જેવા લાખોને ડુબાડી દે એટલું પાણીજ પાણી."

હારૂને આથી નીચે ઉતરી પાણી પી તરસ છીપાવી તથા ઝવેરાતથી મઢેલી પોતાની ગધેડીને પણ પાયું. પછી ઉભા રહેલા માછી તરફ જોઇ કહયું: "ભલા માણસ ! તું કોણ ? અને અહીં કેમ ?"

"તારા પાણી બાબદના સવાલ કરતાં પણ આ વધારે બેવકુફ સવાલ છે. આ મારાં શરીરપરની જાળથી મારો ધંધો તુંને જણાતો નથી ?"

"હું ધારૂં છું કે માછલાં મારવાનો તારો ધંધો છે."

"હવે તુંને શુધી આવી ખરી !" ખલીફા માછીએ જણાવયું. હારૂનને તેના બોલવાથી ઘણી ગમત પડવા લાગી તેથી ઠઠા આગળ ચલાવી.

"શું તું મને નહી પીછાનતો ?" માછીએ બોલવું જારી રાખયું, "ખલીફા માછી, મારૂં નામ છે."

"કોણ ? ઉનના પાયજામાવાળો અને રાખોડયા રંગની પગરીવાળો ખલીફા ? લેકીન તારો એ 'શમલહ' (યાને પોશાક) કયાં છે ?"

હવે એ બધી ચીજો ગુમાયલી દાખલ હારૂને છુપાઇ સાંભળી હતી, લેકીન ખલીફાની તો ખાતરી થઇ કે તેની ચીજોનો ચોરનાર આ શખસજ હોવો જોઇએ.

"ઓ ઝભેવાળે ! સાંભળ ! મુંગો મુંગો મારાં કપડાં આપી દે અને મશકેરી કરવાનું મેલી દે."

"તારા પોશાક વીશે હું શું જાણું ?" હારૂને ઉતર વાળયો.

"હું 'કયલુલા' (બપોરની ઉંઘમાં ગીરફતાર) થયલો હોઇશ ત્યારે તેં મારાં કપડાં ચોરેલાં હોવાં જોઇએ."

હારૂનને આ સાંભળી હસ્વું આવયું, પણ તે દાબી દઇ બોલ્યો "તારાં શું કપડાં ગુમાયાં ? મેં તો તે મુદલ જોયાં નથી, અને તેનું શું બન્યું તે હું જાણતો નથી."

"જો તું ગુપચુપ આપી નહી દેશે તો તારા હાડકાંનો ચુરો કરી નાખીશ. આ લાકડી જોઇ કે ?"

હારૂને જોયું કે તે અરધા પાગલ સથે મશકેરી કરતો હતો અને કદાચ માછી પેલી લાકડીથી તેને માર પણ મારેઃ તેથી સેતાન ડાબો કરવા યા તો કાંઇ બીજી મતલબથી તેણે પોતાના આંગપરનો રેશમી ઝભો કાઢી માછીને આપતાં કહયું : "તારા પોશાકને બદલે આ લે."

"મારો પોશાક એના કરતાં દસ ગણી વધારે કીંમતનો હતો."

"જયાં સુધી તે મળે ત્યાં સુધી તું પેહેરતો ખરો," હારૂને સુચવયુ.

માછીએ જાળ કાઢી નાખી પોતાના શરીરપર મેલી જોયો તો તે અતી લાંબો દીસ્યો. આ જોઇ પોતાની પાસેની છરી કાઢી સો દીનારની કીમતના ઝભાનો બાકીનો ભાગ નીરાંતથી ચરચર કાપવા મંડી ગયો. હારૂનને આ જોઇ ઘણી ગમત પડી. આ કામ ખલાસ કીધાં પછી ઝભો પેહેરી હારૂનના મહોં તરફ તીકી તીકીને જોઇ બોલ્યો :

"હું ધારૂં છું કે તું ધંધે વાંસલી વજાડનાર હોવો જોઇએ."

"તેં કેમ અટકળ કીધી ?" હારૂને પુછયું.

"તારાં નાકનાં મોટાં ફીફોરાં તથા નાના મહોંપરથી. જો તેમ નહી હોય તો તું સરસ ગાનાર હોવો જોઇએ. વારૂં; તારો શેઠ તુંને દર મહીને શો પગાર આપે છે ?"

"દર મહીને દશ દીનાર." હારૂને ઉતર વાલ્યો.

"માશાલ્લા ! મને તારી દયા આવે છે ! અરે, એટલી રકમ તો દરરોજ હું કમાઉં છું. જો તું મારી સાથે ધંધો કરવા માંગતો હોય તો હું તુંને મારો હુનર શીખવું અને તેમાંથી જે આવક થાય તે આપણે બંને સરખે હીસ્સે વેંહેંચી લઇએ. જો તારો શેઠ ધાંધલ કરતો આવે તો આ મારૂં ડીંગોલું તઇયારજ છે."

"મારે કબુલ છે."

"ત્યારે ગધેડાં પરથી ઉતરી પડ અને અને આ ઝાડ સાથે બાંધ. હવેથી એ ગધેડી માછલાં લાવ લઇજાવ કરવામાં કામ આવશે."

હારૂન નીચે ઉતરયો. ખચરને ઝાડ સાથે બાંધયું અને જાળ પકડી માછીમાર જે પ્રમાણે તેને શીખવવા લાગયો તે પ્રમાણે કરી જાળ નાખી ખેંચી, પણ ભારે લાગયાથી ખેંચી શકયો નહી. આથી ઝભો કાંઠે મેલી ખલીફા તેની મદદે ગયો અને બંને જણા ખેંચવા લાગયા, છતાં જાળ ભારે જણાઇ.

"ઓ કમનસીબ વાજાંવાળા ! તું પણ કેઠો પેલો લંગડે દીન કાના વાંદરના નસીબનો જણાય છે. તારા પેહેલા વાંક માટે તારા ઝભાને લીધે તો મેં તુંને માફ કીધો છે, પણ આ વેળા જો મારી જાળમાં માછલાંને બદલે બીજું આવશે અને તેને લીધે ફાટી ગયલી જણાશે તો તારાં ગધેડાં સાથે તારા બરડાનો ખુરમો થયલો નક્કી ધારજે."

"અલ્લાહનું નામ મહોંપર રાખી આલો ખેંચયે."

બંને જણા જાળ ખેંચતા કીનારે લઇ આવયા તો તરેહવાર જાતનાં માછલાંથી જાળ ભરચક જણાઇ.

"માશાલ્લા: ઓ વાજાંવાળા: પેલા અબુ સાદતના વાંદરની પેઠે તું નસીબવંતો દેખાય છે."

"મને કહેશે કે તે કોણ?" હારૂને સવાલ કીધો. આ સાંભળી ખલીફાએ સરવ હેવાલ કહયો. હારૂનને તે ઘણી ગમત ઉપ જાવનારો લાગયો, અને તેથી વધુ વખત આ માછીની સંગતમાં રહેવાનું ઘણું મન થયું.

"ચાલ હવે: માછલાં પુશકળ સપડાયાં છે: તેથી તારી ગધેડીપર સ્વાર થઇ બાઝારમાં જલદી જા અને બે મોટી ટોપલીઓ ખરીદી લાવ કે આપણે તેમાં મછીઓ મેલી વેચી આવયે. તું જાય તેટલાં હું અહીં ચોકી કરવા ઉભો રહું છું. કેઠે ભટકવા જતો ના, લેકીન સીધો અહીં દોડી આવજે."

"તમારા હુકમને તાબે!" હારૂને ખુશ મીજાજથી ઉતર વાલ્યો અને ખચરણી પર સ્વાર થઇ દમબદમ હસ્તો જાફર આગલ ગયો.

"તમામ ઇસ્લામીઓના અય શાહ! અમો તમારી ત્યારના વાર જોયા કરયે છીએ."

"જો સાંભળો!" એટલું બોલી તેણે હસ્તાં હસ્તાં સરવ હેવાલ તેમને જણાવયો.

"ઓ નામવર! તારી પાસેથી એ ઝબો હું માગી લેવાનો હતો, પણ જયારે તે માછીને સ્વાધીન ગયો છે ત્યારે તો હવે હું એની પાસેથી વેચાતો લઇશ."

"પણ તું લઇને શું કરશે? એણે તો ત્રીજો ભાગ કાપા કાઢીને બગાડી નાખયો છે. પણ જાફર! નદીમાં માછલાં મારતાં હું કંટળાઇ ગયો છું અને માછલાંઓનો એટલો મોટો ઢગ અમે ભાગમાં ખેંચી કાઢયો છે કે ખલીફા હવે એક સાતુર (છરો) અને બે ટોપલા માટે મારી વાર જોતો બેઠો છે. ત્યાર પછી અમે બંને બાઝારમાં માછલાં વેચવા જવાના અને છેલ્લાં આવક સરખે હીસ્સે વેહેંચી લેવાના છીએ."

"ઓ જેહાંપના! તારાં માછલાંઓનો એક ખરીદનાર હું લઇ આવું છું."

"અને ઓ જાફર! મારા પેદરના કસમ ખાઇ જણાવું છું કે ખલીફા માછી પાસેથી જે કોઇ એકેક માછલી લઇ આવશે તેને એકેક દીનાર આપીશ."

હાજર રહેલાઓમાં તરતજ ઢંઢેરો ફેરવવામાં આવયો અને દરેક જણ નદી કાંઠા તરફ દોડવા લાગયું.

---

## પ્રકરણ ૪ થું

---

### જોરજુલમથી મેળવેલી માછલી.

પોતાના નવા ભાગયાની વાટ જોતો ખલીફા બેઠો હતો, તેણે એકાએક પોતા તરફ એક મોટી ટોળકી આવતી દીઠી, અને ગીધોની પેઠે દરેક જણ તેની પર ટુટી પડી માછલીઓ પોતપોતાના રૂમાલમાં વીંટાળવા લાગયું.

"ખચીતજ! આ માછલીઓ બેહેશતની હોવી જોઇએ! પણ રખેને, હું પોતે રહી જાઉં!" એટલું બોલી ખલીફાએ એકેક માછલી જમણા તથા ડાબા હાથમાં પકડી ગળાં તુલીક પાણીમાં હોમાવયું અને હાથ માંની માછલીઓ ઉંચે કરી પોકારયું "ઓ મછીઓ! તમારામાં જો ખરૂં સત હોય તો આ ઘડીએ મારા ભાગયા વાંજાંવાળાને અહીં મોકલ." લેકીન તેજ ઘડીએ ખલીફ હારૂનના હીજડાએનો મુખી એક ઘોડા પર સ્વાર થઇ તેની સામે જઇ લાગયો અને માછીના બંને હાથોમાં માછલાંઓ જોઇ બોલયો: "ઓ માછી! અહીં આવ!"

"અરે ઓ ગોરા ગુલામ! નીકળ અહીંથી! રહ બીલા ફજુલ!"

"તું મને એ માછલીઓ વેચ અને હું તુંને એની સારી જેવી કીમત આપીશ."

"હુ કાંઇ વેચવાનો નથી."

"નથી વેચવાનો? તયારે આ ભાલો જો!" એટલું બોલી તેની તરફ ધસ્યો. ખલીફાએ જોયું કે ઝાઝી પતરાજ કરશે તો વખતે જીવ પણ જશે; તેથી પોકારી ઉઠયો: "મને માર ના! આ લે!" પેલાએ માછલી લીધી અને બંને જણા પાછા પાણીમાંથી બાહેર આવયા. "હવે મને એનું દામ આપ." માછીએ કહયું.

"એ બરાબર!" એટલું બોલી પેલાએ કોથળામાં હાથ નાખયો, લેકીન દીનાર તો શું પણ એક દીરમ નીકળયો નહી, તેથી ખલીફાને કહયું: "ઓ માછી! ખરેખર આજે તું અભાગયા નસીબનો છે, અને એક રૂપાંનો સીકકો વટીક હાલ મારી

પાસે નથી. પણ કાલે નામવર ખલીફના મેહેલ માં આવી ત્યાં સનડલનું નામ પુછજે એટલે ગુલામડાઓ તુને, મારી આગળ લઇ આવશે કે માશલ્લા ! તારા કીસ્મતમાં જે હશે તે લઇ તારે મકાને જજે." "સુબહાન અલ્લા ! શુરૂઆતજ એવી થઇ છે કે એનો છેડો કોણ જાણે કેવા આવે છે !" એટલું બોલી માછીએ હારૂનનો ઝભો પેહેરયો અને માથાં પર જાળ મેલી બગદાદ તરફ રસ્તો ધરયો. રસ્તામાં જે જે લોક મળતું તે તે માછી ના શરીરપરનો કીમતી ઝભો જોઇ તેની તરફ જોતું, લેકીન માછીને ઝભાની ખરી કીમ ત તથા અસલ કોણનો તે માલમ ન હીં હોવાથી તેપર મુદલ ધયાન નહી આપી પોતાના મકાન તરફ જવા લા ગયો. તેના મકાન નજદીકજ નામવર હારૂન ના દરજીની દુકાન હતી; દરજીની નજરે જયારે આ ઝભો પડયો તયારે તેણે પોકા રી કહયું "ઓ ખલીફા ! આ અબબા કયાંથી લાવયો ?"

"તું એટલો બધો તે છડો કેમ ? તારી નજરમાં શું આ ઝભો ખુટે છે ? મેં એક જણને માછલી પકડતાં શીખવયો, જેના બદ લામાં તેણે મને એ આપયો છે અને એ હ વે મારો ચેલો બનયો છે. એણે મારાં કપ ડાં ચોરયાં હતાં લેકીન મેં તેને માફ કીધો છે, અને તેને બદલે આ ઝભો આપયો છે."

"પણ તેં એને કાપયો કાં? અને એ કાપેલો ભાગ તારી પગરી પર તથા કમર આસપાસ શા શારૂ વીંટાળયો છે ?" દરજી એ પુછી જોયું.

"તું દરજી છે કે હજામ છે ? શું આ રીતે હું શોભતો નથી ?"

"ભલા ! ભલા !" દરજીએ મુછમાં હસી જણાવયું, તે તરત સમજી તો ગયો કે માછીને નામવર હારૂન મળેલો હોવો જોઇએ અને તેની મશકેરી કીધેલી હોવી જોઇએ. ખલીફા માછીને પોતાને મકાને જતો પડતો મેલી હવે આપણે નામવર હારૂનના મેહેલ તરફ નજર ફેરવયે.

કુટ અલ—કુલુબ તરફ નામવર હારૂનની જાનફેશાની જોઇ તથા પોતા ને તદન વીસારી મેલેલી જોઇ ઝુબય દાની અંટસ ઉશકેરાઇ અને પોતાની હરી ફનું કાટલું કાઢવાના ઠરાવપર આવી. જ્યાં ઘણી અબળાઓ હોય ત્યાં અંતસ તથા દ ગાફટકા તથા તરકટોનું બાઝાર ખુબ તેજી પર રહે છે: તેમજ ખલીફના મેહેલમાં પણ બનતું હતું.

ઝુબયદા પોતાના ખાવીંદની બાહેર ની કળવાનીજ વાટ જોતી હતી; તેથી જેવું તે ણીના જાણવામાં આવયું કે બારમકી ખાન દાનના જાફરના સમજાવયાથી અલ–રશીદ શીકારગાહે નીકલ્યો હતો કે એક ઓરડો સરસ રીતે તરતજ શણગારવાનો તેણીએ પો તાની ગુલામડીઓને હુકમ કીધો, અને તરેહ વાર સ્વાદીષટ પકવાનો પકાવવા ફરમાવયું, જેમાં એક ચીનાઇ વાણી હતી, જેમાં તેણી એ પોતાને હાથે ગુપચુપ ભાંગ ભેળીને પો તાની હરીફ કુલુબને બોલાવી લાવવા હજુર યાને હુકમ કીધો અને જણાવયું કે કુલુબને જઇ કહે કે "નામવર અલ–રશીદના ધણી આણી ઝુબયદા આજારી પડયાથી કુલુબના ગાયનની તારીફ સહમજ્યાથી બોલાવે છે કે જેથી મનરંજન કરે."

કુટ અલ–કુલુબે જ્યારે આ ફરમાન સાં ભલ્યું કે "અલ્લાહ અને શાહજાદી ઝુબયદાના હુકમને તાબે !" બોલી તરતજ કોચપરથી ઉઠી અને તરતજ ચોકસ વજાડવાના હથયારો લાવવા ફરમાવી પેલા આરાસતા કીધેલા ઓરડા તરફ હજુરયા સાથે ગઇ. તે બાપડીને ઝુબ યદાના પ્રપંચ વીશે સહેજ ખીઆલબી નહી હતો. ઝુબયદાની હજુરમાં જઇ જનાના ના તરીકા મુજબ કુરનસ બજાવી ઉભી. ઝુબયદાએ તેનો ઘણો સરસ આદરસત કાર કીધો. તે તેણીની ખુબસુરતીથી તદન છક થઇ હતી, પણ જયારે તેણીએ તેણીની ગાયન લલકારવાની તથા વજાડવાની ઢબક જોઇ તયારે તો તદન વીસમય પામી, અને તેના પ્રમાણમાં તેણીની અંટસ વધતી ચા લી. પોતાના વખતમાં ઝુબયદા પણ ખુબસુર તીની રાણી ગણાતી હતી (જુઓ "ખલીફ હારૂન અલ–રશીદ) પણ ખુબસુરતી ઉપરાંત રાજવહીવટ ચલાવવામાં તેણીના જેવી ચંચ ળ અબળા તે વખતે બીજી કોઇ નહી હતી. કુલુબના ગાયનથી છક થઇ તેણીએ તેને પો તાની પાસે બેસાડી અને બંને ખાણુ ખવા બેઠાં. જે વાણીમાં ભાંગ ભેળેલી હતી, તે જયારે લવી મુકવામાં આવી તે કુલુબને અતી સ્વાદીષટ લાગી: જેથી તે વધુ ખાવા લાગી, જયારે ઝુબયદા વાત કરતી જાય અને બીજી વાણી ખાતી જાય. ખાણાથી ફારેગ થયા

પછી પાછું ગાયન બાજન શરૂ થયું અને તે વેળા હાજર રહેલાંઓની વચમાં કુલુબે એ કાએક ઝોકાવી દીધું. ભાંગે પોતાની અસર પુરેપુરી કીધી હતી. ઓરડામાં ઘોંઘાટ મચી રહયો, સબબ કુલુબ હવે જમીનપર બીછા વેલા નરમ ગાલીચાપર ચતીપાટ થઇ મરણ પાંમી હોય તેમ પડી.

"હું એને અહીં લાવવા કહું ત્યાંસુધી એને બીજા ઓરડામાં લઇ જાવો!" ઝુબયદાએ દાસીઓને હુકમ કીધો. તયાર પછી એક હીજડાને કહયું, "કુલુબના કફન માટે એક મોટી પેટી લઇ આવ!" તયાર પછી સઘળી દાસીઓ, ગુલામડીઓ અને હીજડાઓને ધમકી આપી કે જે કોઇ કુલુબના મરણપર શક લાવવા જેવું બોલશે તે તરતજ કતલ થઇ જશે, તયાર પછી મઇયતની ક્રીયા કરાવી એક ખાલી કફનપર ઘોર ચણાવી દલગીરીમાં ગીરફતાર થઇ હોય તેમ ઢોંગ કરાવી મેહેલમાં શોક પલાવયો અને સઘલું ઘણું સપાટામાં સરંજામ ઉતારયું. આ પ્રમાણે મામલો હતો તેટલાં ખલીફા માછી સાથે મશકરી કરી તથા તેની સઘળી માછીઓ વેચાવી અલ-રશીદ મેહેલમાં પાછો વલ્યો. એક હીજડાએ કુલુબના મરણની ખબર આપતાં પેહલ્લાં અલ-રશીદ એવી માઠી ખબર લાવવા માટે તેની પર ઘણો ખફા થયો અને પછી દલગીરીમાં ગીરફતાર બનયો, અને કુલુબની કેહેવાતી ઘોર આગળ આશરે કલાકેક સુધી માતમ કરી દલગીરીમાં પોતાના ઓરડામાં ગયો.

પ્રપંચમાં પુર ફતેહ મળેલી જોઇ ઝુબયદાએ પોતાના એક અતી વીશ્વાસુ હજુરયાને બોલાવયો અને પેલી પેટીમાં કુલુબને મુકી તથા પેટીને તાળું મરાવી તેની કુંચી પોતાને પાસે રાખી કહયું: "આ પેટી ભર બાઝારમાં વેચી નાખ અને તેના જે પઇસા ઉપજે તે તયાંના તયાંજ ખેરાતમાં વેંહેંચી નાખ; પણ ખરીદનાર સાથે એક સરત કરવી કે ખરીદનારે અંદર મુકેલી ચીજ જોયા વગર પેટી ખરીદવી." પેટીને ભર બાઝારમાં મેલી. હવે ખલીફા માછી તરફ પાછી નજર ફેરવયે, જેને અલ રશીદના ઝભામાં સજ થઇ બાદશાહી દરજી સાથે વાતચીત કરી પોતાને ઘરે જતો આપણે જોઇ ગયા છીએ.

બીજે દીને પોહો ફાટતાંજ માછીની આંખ ઉઘડી અને તે બડબડયો: "આજે માછલાં મારવા અગાઉ પેહેલાં ઇમાનીઓના શાહના મેહેલમાં સનડલ આગળ જઇ ગઇ કાલની માછલીના પઇસા વસુલ કરૂં." આવો વીચાર કરી તે ઉઠયો.

---

## પ્રકરણ ૫ મું.

---

### આપેલી કબુલાત પાળવાની ફરજ.

"અલ-રશીદનો મેહેલ કયાં છે?" લોકને પુછતો તે જવા લાગયો અને લગભગ દરેક જણ મેહેલની દીશા દેખાડી કહેતુ "અલ-રશાદ નહી, પણ અલ-રશીદ."

"એ બધું એકનું એકજ!" તે ઉતર વાલતો અને આગળ વધતો આખેરે તે ખલીફના મેહેલ નજદીક જઇ ચઢયો, તો ત્યાં તેણે પોહરેગીરો, ગોરી ગુલામડીઓ અને હજુરીઆઓ ઉભેલા તથા બેઠેલા જોયા: તેમની વચે વડો સનડલ પણ તેની નજરે પડયો, જેણે આ વેળા ગળાં આસપાસ કાંઇ કપડું વીંટાળેલું હતું, જે જોઇ માછી બડબડયો "પેલા ખચરે ઠીક ભાર લાધયો છે" આ વખતે સનડલનું ધયાન કોઇએ માછી તરફ ખેંચયું, સનડલની અને માછીની નજર એક થતાંજ માછીએ પોકારયું "યા શુકર! કબુલાત મુજબ હું આવયો છું. આદમે પોતાનો કોલ પાળવો જોઇએ," આ સાંભળી સનડલ હસ્યો અને ખીસામાં હાથ મેલતાં બોલ્યો: "યા અલ્લાહ! તારૂં કહેવું બરહક છે, ઓ માછી!" પણ માછીને પઇસા આપવા ખીસામાંથી હાથ બાહેર કાઢે તે આગમચ મોટો ઘોંઘાટ થયો જે જોઇ તેનું ધયાન તે તરફ ખેંચાયું તો અલ-રશીદની હજુરમાંથી વડા વઝીર જાફરને પોતાની તરફ આવતો દીઠો. માછીનું દામ ચુકવવું વીસરી જઇ સનડલ જાફર સામું કુરનસ બજાવી ગયો, અને બંને જણા ધામે કદમે ચાલતા વાતચીત કરવા લાગયા, જેમ કરતાં લાંબો વખત નીકળી ગયો. જેમ જેમ વખત વહેતો ગયો તેમ તેમ માછીની ધીરજની હદ ખુટતી ચાલી; તે હવે તદન અધીરો પડી ગયો, તેમાં જયારે તેણે જોયું કે સનડલે તેની તરફ જોવાનું તદન મોકુફજ કીધું હતું તયારે તે બોલ્યો:

"ઓ ઉમરાવ સનડલ ! મારા પઈસા ચુકા વી આપ કે હું અહીંથી ચાલયો જાઉં !" સનડલે તે સાંભળયું, પણ વડા વજીરની હા જરીમાં તેને જવાબ આપતાં સરમ લાગી: તેથી જાફર સાથે વાતચીત ચાલુ રાખી. ખ લીફા સેહેજવાર થોભયો પછી સેહેજ ગુસ્સા થી બોલયો: "યા મુમાટીલ ! ( યાને દામ ચુકાવી આપવામાં ધીરા) અલાહ તારૂં ભ લું તે કેમ કરશે ? અરે ઓ ગળાં આસ પાસ ભાર ઉપાડેલાં ખચર ! ખીસામાંનો ભાર વાજબી રીતે ખાલી કરી મુજ ગરીબ ના આશીશ લે ! વાતચીત કરયા કરવામાં તારૂં વલયું શું ?"

જાફરે આ વેળા ફરીને જોયું તો સનડલને માછી હવે ઈસારત કરતો હતો, લે કીન તેપર મુદલ ધયાન સનડલે નહી આપેલું જો ઈ માછી પોકારી ઉઠયો: "ઓ ખચરી બુલબુલ પેલો ભીખારી તારી આગળ ઉભો રહી શું માંગે છે?" સનડલે જોયું કે હવે વાત વ ધી પડી હતી; તેથી વડા વઝીરને પુછયું "તમો એ શખસને શું નથી પીછાનતા ?"

"નહી ! મેં એને કોઇ દીવસ જોયો હોય તેમ કાંઇ ધયાનમાં આવતું નથી ?" વડા વઝીરે ઉતર વાલયો.

"ઓ મારા શેઠ; કાલે દજલહના કી નારાપર જેની માછલીઓ આપણે લીધી હ તી તે એ માછીવાન ! બધાની છેક પડખે હું એની આગળ જઇ પોંહોંચયો અને ઇ માનીઓના શાહની હજુરમાં ખાલી હાથે જવા પસંદ નહી પડયાથી એના હાથમાંની બાકીની બે મછીઓ મોઘું દામ આપી મેં ખરીદી, લેકીન આપણે ઉતાવલે બાહેર ની કળી પડયાથી ગજવામાં પઇસા મેલતાં હું વીસરી ગયો હતો; તેથી મેં આજે એને અહીં બોલાવયો છે. અહીં વળી જેવો હું એને આપવા ગજવામાંથી પઇસા કાઢતો હતો, તેટલાં તમો નામવર નજરે પડયા અને તયારથી હું તમારી નોકરીમાં ખડો છું, આ પ્રમાણે બીના બની છે !"

ઠોલ્યો વડો વઝીર આ સાંભળી મુછમાં હસ્યો અને બોલ્યો; "લે કીન એ બાપડાને પઇસાની એટલી બધી જરૂર છે, તો તું એનું દેવું તરતજ થા માટે અદા કરતો નથી ? તારા દરજજા ને એ રીત લાયક નથી !"

"તમારૂં કહેવું રાસ્ત છે."

"તું જાણે છે કે ઇમાનીઓના શાહનો હાલ તરત એ શીક્ષક અને એના માછીના ધંધામાં ભાગયો છે, હવે આજે સહવારથી શાહ તદન ગમગીન જેવા છે ; તેથી એવણ નું મન રીજવવા આ માછી ઠીક કામે લાગ શે. માટે એને માટે શાહનો હુકમ હું જણાવું નહી ત્યાં સુધી તારે એને અહીંથી બાહેર જવા દેવો નહી. કદાચ એનું દળદર ફીટાવી નાખવા અલ્લાહે એને અહીં મોકલ્યો હશે, અને કદાચ એનાથી શાહ કુટ અલ-કુલુબનો શોક થોડો ઘણો વીસરી પણ જાય. કોઇ પણ રીતે શાહને રીઝવવા આપણે આપણા થી બનતું કરવું જોઇએ, નહીતર એનું પરીણામ શું આવશે, તે હું અટકળી શકતો નથી."

"અલાહ કરેને એનું પરીણામ ખુશ હાલીમાં આવે, અને નામદાર શાહની જાહો જલાલી એ કરતાં પણ વધુ બુલંદીએ ફડ ફડે !" સનડલે કહયું.

વઝીર જાફર હવે ત્યાંથી નીકળી અલ-રશીદની હજુરમાં પાછો વળયો. જયારે બી જા હાથપર સનડલના હુકમથી પોહરેગીરો એ માછીને ત્યાંથી કેડે ખસવા મના કીધી. જે જોઇ ખલીફા પોકારી ઉઠયો: "સુબહાન અલ્લાહ ! ઓ ખચ્ચરે શાહ ! તારા ગળા માંનો ભાર કાઢી નાખ કે સ્વચછ હવાના સપાટાથી તુંને નેક બુધી અલ્લા બક્ષે અને તું બરાબર શ્વાસ લે કે જેથી તેના જોરે મારો છુટકો થાય. ઉધાર માલ આપ યો તેનો આ નતીજો કે? મને શા સારૂ પરહેજ કીધો છે ?" લેકીન પોહરેગીરો અ ને બીજાઓ માછી સાથે ઠઠા મશકેરીમાં મ સગુલ થયા કે વઝીર જાફર ઇમાનદાર ઈસ લામીઓના શાહ-રશીદની હજુરમાં ગયો અને દુવા ગુજારી કહયું. "ઝનાબે આલી ! જો તું મને બેધડક બોલવાની રજા આપે તો કાંઇ કહું."

"જાફ ! મેં તુને કયે દીને અટકાવયો છે કે આ પ્રમાણે તું પરવાનગી માગે છે! જે કેહેવાનું હોય તે બેધડક કહે. હું કબુલાત આપું છું " તુંને કશી પણ અલવલ આવ વા દઇશ નહી."

આપ નામવરની મોટી મે હેરબાની ! મારે સાંભળો ! તમો હજુર થી છેલાં નીકળી મારે ઘરે હું જ વા નીકળયો તો તમો જેહાંપનાહના મેહેલના

ચોગાનમાં તમારો ગઇ કાલનો શીક્ષક તથા ભાગ્યો ખલીફા માછી ફરયાદ કરતો નજરે પડયો''

"તેની શી ફરયાદ છે?"

"તે જણાવે છે કે તેણે તમોને માછલાં મારવા શીખવ્યું અને માછલાંઓ ભરવા બે મોટી ટોપલીઓ લાવી પાછા ફરવાની કબુલાત આપી તમો નીકળયા, પણ પાછા વળયાજ નહી. એ જણાવે છે કે સારાં માણસની એ કાંઇ રીત નથી. કબુલાત આપી તે પાળવીજ જોઇયે. માટે જો તમો નામવરની હાલ તરત એના ધંધામાં ભાગ્યા દાખલ જોડાવવાની હજી પણ મરજી હોય તો તેમ જણાવો, નહીતર એ પોતાનો બીજો ભાગ્યો શોધી કાહાડશે."

અલ-રશીદે જયારે આ મુજબ સાંભળયું ત્યારે તેને હસ્વું આવ્યું અને આગલે દીનની મજાહ વધુ લંબાવવા તેનું મન થયાથી કહયું: "શું તું ખરૂં કહે છે કે એ માછી મારા મેહેલનાં ચોગાનમાં હાલ ઉભો છે?"

"હા જનાબ!"

"માશલ્લાહ! ત્યારે તો અય જાફર! હું એનો અવેજ બરાબર ચુકવીશ! જયારે ચાલી ચલાવી મારે આંગણે આવયો છે તો એને જતો મુકવો નહી જોઇએ. મારી મારફતે અલ્લાહ જો એને કંગાલયતમાં લાવવા માગશે તો તેમ કરીશ, પણ તેથી ઉલટું જો એનો સેતારો બુલંદ કરવા અલ્લાહની મરજી હશે તો તેમ થશે." ત્યાર પછી કાગળનો મોટો તાવ લઇ તેના નાના ટુકડા કીધા અને અલ-રશીદે વડા વઝીરને તે આપતાં કહયું: "જાફર! એક દીનારથી હજાર દીનાર તુલીકની જુદી જુદી રકમો આમાંના વીસ કટકાપર તારે હાથે લખ અને તે સાથેજ રાજ્યના તરેહવાર નાના મોટા ઓધાઓમાંના વીસ લખ; તેજ પ્રમાણે બીજા વીસ કટકાપર બાંધી મારવાની શીક્ષાથી કતલ કરવા તુલીકની વીશ જુદી જુદી શીક્ષા લખ."

"ઝનાબના હુકમને તાબે!" કુરનસ બજાવી હારૂન અલ-રશીદના હુકમ પ્રમાણે ચાળીસ કાપલીઓપર જાફરે લખયું. ત્યાર પછી દરેક કાપલીની છુટી છુટી બીંદડીઓ વાળી.

"ઓ જાફર!" અલ-રશીદ બોલ્યો. "હમઝહ અને અકીલના નામથી અને મારા પાક બાપદાદાના નામથી કસમ ખાઇ જણાવું છું કે માછીને અહીં બોલાવી આ કાપલીઓમાંની એક ઉંચકવા કહીશ અને તેમાં જે લખયું હશે તે પ્રમાણે અમલ કરીશ. એમાં જો હાકમપર આપવા લખયું હશે તો હું તેને એ બેધડક આપીશ, લેકીન જો કતલ કરવા યા રીબાવી રીબાવી મારી નાખવા લખયું હશે તો તે પ્રમાણે અમલ કરીશ. જોઇએ એનું નસીબ કેવું છે, હવે એને અહીં બોલાવી લાવ" હારૂન સઘળી બીંદડીઓ જેમ ગમે તેલ ભેળી નાખતાં બોલ્યો.

"ખુદા, તારી મદદ, રખેને એ માછીમારને હલાકી ભોગવવી પડે તેવું લખેલું એના નસીબમાં હોય. જો તેમ બનશે તો હું એનું કારણ જણાઇશ. પણ ખલીફે કસમ ખાધા છે: એટલે હવે હુકમ પ્રમાણે ચાલવા છુટક નથી. ખોદા, તારી પનાહ! જાફર માછીમારને બોલાવવા જતાં બડબડયો. માછીમાર આગળ જઇ તેનો હાથ પકડી જાફર બોલયો ખલીફા તારો ચેલો પીપેડીવાળો તુંને બોલાવે છે. આ સાંભળી માછીના હોંસકોસ ઉડી ગયા અને તે બોલી ઉઠયો "અધાહ: ખેર કરે હું કેવો બેવકુફ, કે ચાલી ચલાવી આ ગોરાં ગુલામડાંઓની વચે આપદામાં આવી પડયો" પણ જાફર તો તેનો હાથ પકડી ઘસડી જવા લાગ્યો જેમની આગળ પાછળ પોહરેગીરો ચાલવા લાગયા.

"શું આટલું પુરતું નહી હતું કે હવે કેદીની માફક મને લઈ જાવો છો?" તે બોલ્યો. તેઓ છ ઓરડાઓમાંથી પસાર થયા કે જાફરે તેને કહયું:"મારાં સુખનપર ધયાન આપ. હવે જે ઓરડામાં પેસીશું તયાં ઇમાનીઓના શાહ બેઠેલા છે!" તયાર પછી તેણે મોટો ભારી પરદો ઉંચકયો તો માછીએ ઉમરાવોની વચે એક કોચપર ખલીફને બેઠેલો જોયો. માછી તેને જોતાંજ બેધડક આગળ વધયો. દરબારી તાજીમતવાજો વા ખાતો મેલી બોલયો: "ભલે! ભલે મલયા અરે પીપોડીવાળા! તારેથી બને તેવું નહી હતું તો શા માટે માછી બનયો અને વળી માછીઓની સંભાળ લેતો મને રાખી બે ટોપલીઓ લાવવા ગયો તો શા માટે પાછો નહી ફરયો? કારણ કે મને એખમો જો

ઇ તરેહવાર પોશાકના માણસો ગીધોની પેઠે માછલાંઓ પર તુટી પડયા અને એ સઘળું તારે લીધે હતું, તું જો પાછો આવયો તો તેઓ હીમત કરતે નહી, અને આપણે આ થરે સો દીનારનો વકરો કીધો હતે. બાકીની બે માછલીઓ મેં ઉધાર વેચી અને તેના પ ઇસા આજે અહીં ઉઘરાવવા આવયો તો સામો મને પકડવામાં આવયો. લેકીન તુંને પણ શું મારી માફક આ લોકે કેદ કીધો છે કે?" આ સાંભળી ખલીફને હસવું આવયું, પણ તે દાબી દઇ બોલ્યો; "અહીં આવી આ બીંદડીઓમાની એક ઉંચક?"

"વાહ! વાહ! પરમ દહાડે તું પીપા ડીવાળો હતો, કાલે માછી બનયો અને આજે હવે નસીબ જોનાર દાખલ હું તને જોઉં છું. કીન તારે આટલું ખુબ ધયાનમાં રાખવું. જેટલા વધારે ધંધા તેટલી વધુ હાડમારી!"

"પટપટ છોડી દે અને ઇમાનીઓના શાહ કહે છે તેમ આ બીંદડીઓમાંથી એક ઉંચક!" જાફરે જણાવયું. "ઉંચકીને શાહ ને આપ!"

"ખોદા ખેર કરે! કયાંને કયાં આ પીપોડીવાળો સાથે મેં સાટું કીધું?" માછી એક બીંદડી ઉંચકીને અલ–રશીદને આપતાં બોલયો, "ઓ નસીબ જોનાર! એમાં મારે માટે શું લખયું છે? છુપાવતો ના!"

અલ–રશીદે તે બીંદડી જાફરને આપી કહયું! "અંદર શું લખયું છે તે વાંચી મને કહે."

"અલ્લાહ અકબર!"

"જાફર! સારી ખબર કે?"

"ઇમાનીઓના ઓ શાહ! બીંદડીમાં આ પ્રમાણે લખયું છે:–માછીમારને સો ફટ કા બાંધી મારવા."

અલ–રશીદે આથી તે પ્રમાણે હુકમ ફરમાવયો. સો ફટકા ખાધા પછી શરીર ખ જવાળતો માછી ઉઠયો અને બોલયો "એવું સત્યાનાશ થાય એ સનડલનું? કેદ અને કોરડા ખાવા માટે શું મને અહીં બોલાવયો કે?"

જાફરને ઘણી દયા આવી તેથી બોલયો! "ઇમાનીઓના ઓ શખાવતે શાહ! આ બાપડો નદી કીનારે આવયો અને પીઆસ છીપાવયા વગર એને હાંકી કાઢવો એ ઘાતકીપણું ગુજારવા દાખલ છે. હું આ



શા રાખું છું કે તમો નામવરની હમેશની રહેમગીરીનો દસ્ત આ શખસ તરફ પણ લં બાવશો અને એક બીજી કાપલી દગમાંથી એને ખેંચવા દેશો, કે જેથી નસીબદેવી એની મદદે આવે."

"અલાહ કસમ! ઓ જાફર! જો એ પોતાના મોત માટેની કાપલી ખેંચી કા ઢશે તો તે પ્રમાણેજ હું અમલ કરાવીશ, અને તું તેનો સબબ થઇ પડશે."

"જો એ મરી જશે તો આ દુનયાંની જંજાળમાંથી છુટશે."

"શું તારા મહોમાં કાંઇ સારા સગન હોયજ નહી કે?" માછી પોકારી ઉઠયો" શું આખું બાગદાદ તારા જેવાઓનુંજ બનેલું છે કે?"

"અલાહ અકબરનું નામ ઝબાંપર લઇ એક કાપલી ઉંચક!" જાફરે માછીને ફર માવયું. ખલીફાએ હાથ લંબાવી એક કાપ લી લઇ જાફરને આપી. જે વાંચી ચુપ રહયો.

"યાહયાના ઓ પીસર! તું ચુપ કેમ?"

"ઓ શાહ! કાપલીમાં લખયું છે કે એને કાંઇપણ આપવું નહી."

"એના નસીબમાં આપણી તરફથી રોટી મેળવવા સરજેલું નથી! માટે એને અહીંથી જવા કહે."

"તમારા નેક બાપદાદાની નઇયતે એ ક વધુ કાપલી ખેંચવા દેવાની પરવાનગી આપો."

"ફકત એકજ વધુ!"

માછીએ એક બીજી કાપલી ઉંચકી અને જાફરને આપી, જેણે વાંચી સંભળાવ યું."માછીને એક દીનાર આપવો."

"ઓ કમતાલેના માછી! તારૂં નસીબ ખીલે એવા ઇરાદાથી મેં મેહેનત કીધી, પ ણ તારી સરજતમાં સરજેલુંજ નહી એટલે હવે તો એક દીનાર લઇ વીદાય થા."

"અલ્લાહ ખેર કરે ને તુંને તનદરો સ્તી નહી બક્ષે!" માછી પોકારી ઉઠયો "એ ક દીનારના સો ફટકા!"

ખલીફ આ સાંભળી ખુબ હસ્યો, જ યારે જાફર હાથ પકડી માછીને ઓરડા બા હેર મુકી આવયો.

## પ્રકરણ ૬ ઠું.

### પેટારો ઉચકવા માટે ખાસ હેલકરીની પડેલી જરૂરીયાત.

જયારે સેનડલની નજર માછીપર પડી ત્યારે માછીમારને જતો અટકાવી બોલયો: "સબુર, આ માછી! ઇમાનીઓના શાહે તુંને જે આપયું હોય તેમાંથી રેવાજ મુજબ અરધો હીસ્સો અમોને આપ!"

"અરે ઓ ગલપટા વીંટાળેલા ખચર! સો ફટકા ખાઇ એક દીનાર હાંસલ કીધો છે: તો તારી સરત મારે કબુલ છે. પેલો પીપોડીવાળો મારા ધંધામાં ગઇ કાલે શામેલ થયો અને આજે જોતીશ બનયો છે. અરે એને કહેજે કે ઘણા ધંધામાં કદી સાર હોતો નથી. લેકીન એની મુજે ચાલતાં શા ફટકા હું માર ખાઇ ગયો, જેનો ચચરાટ હજી છે!" એટલું બોલી તે રડમસ થયો. આ જોઇ સનડલની ખાતરી થઇ કે માછી ખરૂં બોલતો હોવો જોઇએ: તેથી દયા આવયાથી ગુલામોને હુકમ કીધો કે એને પોતાની હજુર લાવે. હુકમ તરતજ બજાવવામાં આવયો.

"યા અલ્લાહ! હજી કોણ જાણે કઇ આફત બાકી રહેલી છે! જોતીશના હાથમાંથી છટકી હવે ગળાંમાંના ભાર સાથના ઉલ્લુના છટકામાં સપડાઇ ગયો છું." માછી પોતાનાં મનમાં બોલ્યો.

"અરે ઓ માછી! અલાહને યાદ કરી આ થેલી લે!" સનડલે એક લાલ થેલી ખીસામાંથી કાઢી આપતાં જણાવયું.

"સગન સારા છે! રંગ પણ. લહુ! એનું સત્યાનાશ થાય તે શું આખો દહાડો હાડબારીજ ભોગવવાની કે?" માછી મોટેથી બડબડયો, અને થેલી જમીનપર ફેંકી, પણ સોનાના સીક્કાનો આવાજ સાંભળી વીજળીક ઝડપે ઉંચકી અને આંખમાં દાબી બોલયો: "માશલ્લા! ઓ મારાં આંખોના નુર! તું કાળો કાળો હબશી છે, લેકીન તારો ખવાસ તથા દીલ હાત મને ભુલાવે એવાં છે! લેકીન, સબુર! મશકેરી તો તું નથી કરતો?" એટલું બોલી ભોંયપર બેસી જઇ થેલી આખી ખાલી કીધી, તો તેને સો સોનાના દીનાર ખરેખર માલમ પડયા. થોડી પળ તો દીગમુઢ થઇ સનડલને તેણે જોયા કીધું, પછી "ઓ મારા ભાઇ! ઓ મારા ખેરખાહ! ઓ મારા હાતમ!" બોલી તેને વળગી પડયો, જેથી દરેક જણ ખુબ હસવા લાગયા.

સોનાના સો દીનારની થેલી ખણખણાવતો માછી મેહેલ બાહેર નીકલી પોતાને મકાને જવા લાગયો. ફટકાઓનો ચચરાટ તે તદન વીસરી ગયો હતો, લેકીન ખલીફનો એક દીનાર તેના ખીસામાં પડેલો હતો. ચાલતાં ચાલતાં તે લોંડી બાઝારમાં જઇ ચઢયો તો એક દલાલ આસપાસ લોકનું મોટું કુંડાળું જોઇ "અહીં શું હશે?" બોલી ઠઠની વચે ઘુસયો.

"નાખુદા ઝુલયત (નાખોદા ઉસ્તાદ!) માટે જગયા કરો!" કેટલાકો માછાની મશકેરી કરવા બોલયા, પણ તેપર મુદલ મચક આપયા વગર માછી દલાલની સનમુખ જઇ ઉભો તો તેની નજદીક એક મોટી પેટી પડેલી દીઠી, જેનીપર હારૂનના મેહેલને લગતો પોશાક પેહેરેલો એક ગુલામ બેઠેલો હતો અને એક બુઝરગ મરદ પાસે ઉભેલો હતો.

"ઓ તમો વેપારી શાહ બચાઓ!" શેખ પોકારવા લાગયો, "નામવર શેહેનશાહજાદી ઝુબયદાના મેહેલમાંથી વેચાવા આવેલી આ પેટી કોણ ખરીદશે? એમાં જે હોય તે જણાવવાની મના કરવામાં આવી છે: માટે એવો કોણ હીમતવાન છે જે આ પેટીમાંની ચીજો જોયા વગર ખરીદે? અલાહ તમો સરવને આશીશ દેશે!"

"અલાહ કસમ! આ તો એક સટા સમાન છે!" એક જણ બોલયો "પણ હું કોઇને દોશ દઇશ નહી. હું વીસ દીનારે ખરીદવા તઇયાર છું."

"મારા પચાસ!" બીજો પોકારી ઉઠયો.

"સાહાઠ!"

"સીતેર!"

"પંચોતેર."

"એમ છે! પંચાણું!"

એમ કરતાં નવાણું દીનાર વેર આંકડો ચઢયો.

"નવાણું ! સોમાંથી એક કમ ! છે કોઇ માયનો પુત કે વધે !" શેખે બુમ પાડી. આ વખતે માછી ત્યાં જઇ લાગયો હતો.

"મારા સો !" માછીએ પોકારી કહયું.

"અરે ઓ ! સો દેરમ નહી પણ સો સોનાના દીનાર છે તે સમજયો કે ?" એક જણે જણાવયું.

"અને એને એ પણ કહો કે પેટીમાં શું છે તે કોઇ જાણતું નથી. જે ખરીદે તે ઘરે લઇ જઇ જોય;" બીજાએ કહયું.

"ઓ શાહ વેપારી: આ બે જણા જે બોલયા તે સાંભળયું કે ?" શેખે માછીનું ધયાન ખેંચયું.

"પેટીમાં ખારી માટી છે !" માછી બોલ્યો.

"ત્યારે તો સો દીનાર ! સોનાના સો દીનાર !" શેખે પોકાર મારયો.

"કોણુની બીડ ?"

"આ શાહ વેપારીની !" માછી તરફ આંગળી દેખાડી જણાવયું.

"હા ! મારી ! મારી ! ને મારી !"

વેપારીઓ સમજ્યા કે ભાંગની ઝુમમાં માછી મજાક કરતો હતો, તેટલાંજ બે ત્રણ જણા પોકારી ઉઠયા: "અરે એ તો આ પણો ખલીફો માછી !" આ સાંભળી સરવ હસવા લાગયા, અને બોલયા: "અરે એને સો દીનારે વેચ !"

"એની સઉથી વધુ બીડ છે એટલે હું એનેજ વેચીશ," પેટીપર જે શખસ બેઠેલો હતો તેણે જણાવયું.

માછીની માગણી કબુલ કરવામાં આવી અને સોનાના સો દીનારથી છલછલ થયલી થેલી માછીએ કાઢી આપી. દીનાર ગણી લેવાનું કામ તમામ થતાંજ સાટું પકકું કરવામાં આવયું, અને પેટીપર બેઠેલા શખસે હુકમ મુજબ તયાંને તયાંજ ગરીબ માણસોમાં એ સો દીનાર ખેરાત દાખલ વેંહેંચી નાખયા, અને સઘળો હેવાલ ઝુબયદા આગળ જઇ કહયો, જે સાંભળી તે ઘણી ખુશી થઇ.

બીજા હાથપર માછીએ પેલી પેટી પોતાને ખભે મારી, લેકીન તેના ભારી વજનને લીધે પાછી નીચે મેલી દીધી, જે જોઇ તમાશગીરો બોલયા: "ઝુરયક હેલકરી સીવાય બીજો કોઇ એ ઉંચકી શકશે નહી, અને એ ઉપાડવાનો એનોજ હક છે."

આથી ઝુરયકે પેટી ઉંચકી અને માછીની પુઠે પુઠે ચાલવા લાગયો. માછી હવે વીચારમાં પડયો કે પેટારામાંનો અવેજ જાણયા વગર સોનાના સો દીનાર આપયા તો ખરા, પણ તેની પર હેલની ચોટલી કરવાં તેનું મન થયું નહી: તેથી મનમાં યોજના રચી નાખી. તે તરેહવાર ગલીઓમાંથી તેને લઇ જવા લાગયો કે જેથી થાકીને પોતીકી મેળે ઝુરયક હેલ છોડી દે. સાંજ તુલીક એમથી તેમ તેને ફેરવવા લાગયો. ઝુરયક બુમે બુમ પાડી પુછતો કે "ઓ જનાબ ! તમારૂં મકાન કયાં ?" તો માછી ઉતર વાળતો "ગઇ કાલે મને માલમ હતું, લેકીન આજે વીસરી ગયલો હોવાથી તે યાદ કરૂં છું."

ગરીબ બાપડો ઝુરયક ! તે માછીને ખબર સમજવા લાગયો: શું તેણે નજરે નજર, સોનાના સો દીનાર પેટીમાંનો અવેજ જાણયા વગર ચુકાવી આપતાં નહી જોયો હતો ? એવો માણસ તો તેણે કોઇ દીવસે કોઇને પણ જોયો નહો હતો. તેથી સરસ હેલ માટે તેને પુર આશા હતી. આખરે ઝુરયક તદન કંટાળી ગયો અને બોલયો : "મારી હેલ આપ અને તારો પેટારો લે !"

"અરે ઝુરયક ! મારા ખીસામાં હમણા કાંઇ પઇસા નથી. પઇસા બધા હું ઘરે રાખી આવયો છું, અને મેં તુને જણાવયું તો છે કે ઘર કયે ઠેકાણે આવેલું છે તેજ હું વીસરી ગયો છું." ઝુરયકની ધીરજની સરવ હદ હવે ખુટવા લાગી. તેજ વેળા માછીને ઓળખતો એક શખસ તયાંથી પસાર થતો હતો, તે માછીને જોઇ બોલયો : "ઓહો ! ખલીફા ! અહીં કેમ ભટકે છે ?"

"યા અયા ! આ ખલીફાનું મકાન કયે ઠેકાણે છે ? " ઝુરયકે પેલા માછીના ઓળખા ણવાળાને પુછયું.

"વળી ક્યાં? રવાસીન લતામાં આવે લાં બીસ્માર ખનમાં એ રહે છે."

"સુભહાન અલ્લાહ! ઓ ખલીફા! તારૂં ખાતું ખરાબ! એ ઠેકાણાની ન જદીકથી તો આપણે કુડીબંધ વખત પસા ર થયા હતા, બલકે એક બે વખત તો તારાં મકાન આગલથી પણ ગયા હતા." ઝુરયકે કહયું. હેલકરીનું આ મુજબ બોલવું સાંભ ળી માછી ડોકી ખજવાળવા લાગયો, પણ તેણે ઉતર વાળયો નહીં.

"અરે બોલતો કેમ નહી, અલ્લાહ તુંને રોટી બક્ષે નહી, મારા જેવા ગરીબ ને શા માટે હેરાન કરે છે?" ઝુરયક હેલકરી બોલ્યો.

"મારયા ઠાર! પેલા કમબખતે બધી બાજી બગાડી નાખી," માછી મનમાં બડ બડયો. "હવે ઘરે જવા વગર છુટકજ નથી."

બંને જણા મકાન આગળ આવી પુ ગયા. "જો તેં પેહેલેથીજ જણાવયું હતે અને તું મને અહીં લઇ આવયો હતે તો કદાચ હું હેલના પઇસા લેતે નહી, લેકીન હવે હું લેયા વગર જવાનો નથી," ઝુરય કે જણાવયું.

"અહીં બાહેર ઉભો રહે, અને હું દીનાર તો નહી પણ દરેહમો અંદરથી લઇ આવું." એટલું બોલી માછી પોતાની ખો લીમાં ગયો અને એક જબરદસત મોટી ડાંગ લઇ આવી ઝુરયકપર મારવા ધસયો, જે જોઇ હેલકરી બોલી ઉઠયો: "તારા હાથ ખાંચ! મને તારા પઇસા જોઇતા નથી." એટલું બોલી પેટારો જમીનપર રહેવા દઇ તે નાસી ગયો.

---

## પ્રકરણ ૭ મું.

---

### પેટીમાં ભરાયલો જીન.

ખલીફાની ખાતરી થઇ કે હેલક રી બીહીને ખરેખર નાસી ગયો હતો કે તરત તેણે પેટારો ઉંચકયો. આ વખતે પાડોશીઓ બાહેર ભેગાં મળયાં હતાં તેઓ પુછવા લાગયાં કે "આ તારા આંગમાંનો ઝભો તથા આ પેટારો ક્યાંથી લાવયો ?"

"વળી કયાંથી? નામવર અલ-રશીદ મારો ચેલો બનયો તેની બરકતથી! એ હવે મારા ધંધાનો ભાગીદાર બનયો છે," માછી એ ઉતર વાલ્યો.

"વાહ! વાહ! ઠીક! આજે કેટલી ભાંગ ગટાવી છે? લેકીન કોઇ બીજા આગળ એમ બોલતો ના, નહીતર પોહેરેગીરો મુસ્કાટાટ બાં ધી કેદખાનામાં ઘસડી જશે." એટલું બોલી તેઓ પેટારો તેના ઓરડામાં લઇ જવા મ દદે લાગયાં.

હાસીલ (અંધારી કોટડી)માં પેટી મુ કી સઘળાં બાહેર આવયાં અને હશીશ તથા ભાંગ ઓછી લેવા માછીને મજબુત સલાહ આપી સઉ વગેસગે થઇ ગયાં.

આશારે અરધો કલાક થાક ખાધા પ છી તે ઓરડામાં પાછો ફરયો અને પેટી ત રફ જોઇ બડબડયો: "અલ્લાહ માલમ એ માં શું હશે? લેકીન હું કેટલો બેવકુફ? આટલા બધા પઇસા આપી એ ખરીદવા મને શું સુઝ પડયું? પણ હવે બ નયું તે બનયું! એ ઉઘાડી અંદરનો અસ બાબ જોવા સેવાય હવે છુટક નથી."

પણ તાળાંની કુંચી દલાલ પાસેથી લે તાં વીસરી ગયલો: એટલે તાળું ઉઘાડે તે કેમ? "હવે જે કરવાનું હશે તે કાલે! થાક પણ ચઢી છે અને ઉંઘનાં ઝોકાં પણ આ વે છે." તેણે ઓરડામાં નજર કીધી. પેટારાથી તે નાનો ઓરડો લગભગ ભરાયલો જોઇ પેટારાપર સુતો. પણ પેટારા પર પડયાને ઘણો વખત થયો નહી કે પેટા રાની અંદર કાંઇ હાલચાલ થતી હોય તેમ માછીને લાગયું. તેની ઉંઘ તડાકામાં ઉડી ગઇ, એટલુંજ નહી પણ શુધબુધ ગુમાવી દીધી. "માશાલ્લા! પેટીમાં જીન ભરાયલો લાગે છે!" એટલું બોલી છલાંગ મારી તે ઉઠયો. "અલ્લાહ તારો આશ્રો! સારૂં થયું કે મેં ઉઘાડયો નથી, નહીંતર અતયાર આગમચ હું કતલ થઇ પડયો હતે." થો ડીવાર થોભી અતી ધયાનથી પેટી તરફ કાન ધરી તે સાંભળવા લાગયો, પણ કાંઇ વધુ સનસારો નહી જણાવાથી તે પાછો સુતો. થોડીવાર ગઇ નહી કે પેટારો હીલતો જ ણાયો.

"સુબહાન અલ્લાહ! જીન પાછો જાગયો ખરો! હવે હું શું કરૂં? રખેને મને ભખે? બતી જોઇ એ જરૂર નાસશે!" તે ફાનસ શોધવા લાગયો, પણ તેને હાથ આવયું નહી. આથી બાહેર નીસરી રસતા માં ઉભો રહી તે બુમો પાડવા લાગયો: "ઓ અલ્લાહના યારો! જાગો! ભાગો!" આ સાંભળી કેટલાંકો બાહેર દોડી આવયાં અને પુછયું "ઓ ખલીફા! કેમ શું છે?"

"અરે ફાનસ લાવો! ફાનસ લાવો! જીન મારીપર ચઢી બેઠો છે!" આ સાંભળી અરધાં ઉંઘરેટાં લોક હસ્યાં, અને એક જણે ફાનસ લાવી આપયું, જે લઇ તે પોતાની ઓરડીમાં દાખલ થયો. બતીની મ દદથી તેણે એક ખીલા વાટે તાળું ભાંગયું અને બારણું ઉઘાડી જોયું તો એક હુરી જેવી નાજનીન અંદર સુતેલી તેને માલમ પડી. આ જોઇ તેની શુધબુધ ઉઘડી ગઇ. તરતજ તે ઓકારી કરવા લાગી. જેથી થો ડીવારમાં તે હુશયારીમાં આવી અને પેટારા માંથી બાહેર નીકળવા ફાંફાં મારવા લાગી.

"અલ્લાહ અકબર! ઓ મારી શેઠા ણી બાઇ? તું કોણ?" માછીએ પુછયું.

"મારી યાસમીન અને નરગીસને બ્લાવ."

"તમરહંના સીવાય બીજું કોઇ અહીં નથી" ખલીફા માછી બોલ્યો.

આ સાંભલી તેણીએ બે ઘડી ખલીફા ભણી જોયા કીધું, પછી બોલી: "તું કોણ છે? હમણા હું કયાં છુ?"

"તું મારાં રેહેઠાણમાં છે" માછીએ જણાવયું.

"શું હું નામવર અલ-રશીદના મેહે લમાં નથી?" હુરી બોલી.

"અરે ઓ દીવાની? એ તું શું બકે છે? તું તો મારી લોંડી છે: આજેજ મેં ભર બાઝારમાં સો દીનારે વેચાતી લીધી હતી, અને અત્ય૨ સુધી આ પલંગ પર તું સુઇ રહેલી હતી" માછીએ જવાબ આપયો.

"વારૂ તારૂં નામ શું?" તેણીએ સ વાલ કીધો.

"મારૂં નામ ખલીફા છે. નામ સબક તું છે, લેકીન નસીબનો તો લુખો છું. અલ્લા હે થા માટે એમ કીધું હશે?" માછી બોલયો.

આ સાંભળી તે બુલબુલ સ્વરે હસી અને પેટી પર બેસી હુરીએ પુછયું: "તારી આવી ઘેલી ગાંડી વાત પડતી મેલ. વારૂં! કાંઇ ખાવાનું છે કે?"

"અલ્લાહ અકબર! પીવાના વાંધા તો! ખાવાનું કયાંથી હોય? આજ બે દહાડા થ યા સેજ મેં ખાધું છે, અને ભુખ તો કક ડીને લાગી છે. લેકીન સબર! ભોજનને બ દલે આબકાનો માર મેં સારો જેવો મેહેલ માં ખાધો છે" માછી બોલયો.

"એ તું શું બકે છે?"

"આખું બગદાદ જાણે છે અને તું શું નથી જાણતી? અલ-રસીદ પેહેલાં પીપોડીવા ળો હતો, તયાર પછી મારી સાથે ભાગીદા ર બની માછી થઇ મારો ચેલો થયો અને આજે સહવારે જયારે હું મેહેલમાં ગયો ત યારે તો માશલ્લાહ! એ જોતીશ બનેલો જણા યો! લેકીન મારા એ ચેલાએ એક દીનાર મને આપી સો ફટકા મારા આંગપર ખખ ડાવી નખાવયા."

આ સાંભળી તે નાજનીન હસવા લાગી. તે સમજી ગઇ કે અલ-રશીદે મશ કેરી આ માછીપર પુરબહારમાં અજમા વી હશે.

"તું કહે છે કે ખાવાપીવાના વાંધા છે તો શું તારી પાસે પઇસા નથી?"

"આ પેટીમાં ભરાઇ તેં મને ખાખા વરખો કરી નાખયો અને હજી નીરાંતે પુછે છે કે પઇસા શું નથી? મારી પાસે જે પું જી હતી તે તો મેં તુંને ખરીદવામાં ગુમા વી નાખી" માછી બોલયો.

નાજનીન હસવા લાગી અને બો લી "ચાલ ત્યારે! બાહેર જઇ તારા પાડો સીઓ પાસેથી તારે તથા મારે વરે ખાવા નું લઇ આવ: સબબ હું ઘણી ભુખી થઇ છું."

"શું ઇફ્રીટો પણ ભુખાં હોય કે?" એટલું બોલી તે મકાન બાહેર નીકળયો અ

ને મોટેથી પોકાર મારવા લાગયો: "આ તમો ઉંઘાયલાં બેદાર થાવો ! પેટીમાંના ઇફ્રીટ ભુખા થયા છે અને ખાવાનું માગે છે !"

આ સાંભળી કેટલાંકો ઉંઘમાંથી જાગી ઉઠયાં અને તે શું બોલતો હતો તે પુછવા લાગયાં. માછીએ ઇફ્રીટને લાગેલી ભુખ વીશે જણાવયું.

"અરે આ પાગલ ?" આજે તુંને થયું છે શું ? અમાની ઉંઘમાં શા સારૂ ખલલ કરે છે?"

"એમાં મારો વાંક નથી. પેલા પેટારામાં તો ઇફ્રીટ છે."

"લબાડ બોલવાનું છોડી દે. વારૂં તે શું કહે છે?"

"કહે છે કે હું કયાં છું?" પછી જણાવે છે કે 'મને ભુખ લાગી છે તે પાડોસીઓ પાસેથી ભોજન લઇ આવ' હવે તમેજ બોલો કે એમાં મારો વાંક છે?"

"બાપડો ખલીફો ઘણો ભુખયો હશે. ચાલો, આપણે ખાવાનું આપયે, નહીતર ગડબડ સડબડ કરી આખી રાત આપણને જગાડશે" પાડોસીઓ એકબીજાંને કહેવા લાગયાં. એટલું બોલી થોડાંક જણાં સુકકું પાકકું લઇ આવયાં અને માછીને આપયું. ખલીફા તે લઇ ઓરડામાં નાજનીન આગળ ગયો, જે અંદરથી સરવ વાતચીત સાંભળતી બેસીને હસ્તી હતી.

હવે ચાંદરણું ઓરડીમાં પણ પડવા લાગયું, અને બંને જણાં ખાવા બેઠાં કે તરતજ નાજનીન બોલી: "ખલીફા ! તું ખાવાનું તો લઇ આવયો, લેકીન પીવાનું કયાં છે? મારેથી તો પીવા વગર એક કોલ્યો પણ ગળે નહી ઉતરે, તરસે હું તો મરી જાઉ છું !"

"માશલ્લાહ ! તું જો મરી જાય તો પછી મારા સોનાના સો દીનારનું શું થાય ? તોબાહ ! ઇલાહી તોબાહ ! તું ઓરત છે યા ઇફ્રીટ, તેની મને સમજ પડતી નથી."

"અબ ઘડી પીવાનું લાવ !"

માછી ફફડતો ઉઠયો અને "હમણા લઇ આવું છું !" બોલી બાહેર ગયો અને રસતામાં ઉભો રહી પોકારવા લાગયો: "આ દેનેવાલા ! આ ઇસલામીઓ ઉઠો અને ઇફ્રીતને માટે પીવાનું આપો !"

'એનું સતયાનાસ થાય !' 'એ આજે પાગલ બનયો છે શું ?' 'ખુબ ભાંગ ચઢાવેલી જણાય છે !' વગેરે વીશેશણો લગાડી કેટલાંક જણાં તેની આગલ એકઠાં થયાં. આખરે તેનો કુંજો એક જણે ભરયો અને બોલયો: "ખલીફા જો સાંભળ ! તું પાગલ હોય યા તેં ભાંગ પીધી હોય, ગમે તે હોય; હું તુંને ચેતવણી આપું છું કે જો ફરીથી એમ બુમો પાડી ઉંઘમાં ખલલ કીધી તો તારાં હાડકાંનો ખુરમો થયલો ધારજે !"

"આ પરીચેહેર નાજનીન ! હવે તો કાંઇ બાકી રહયું નથીની ?" ખલીફા તેણીની આગળ કુંજો મુકતાં બોલયો.

"પેહેલાં મને જણાવ કે તારાં આંગ પરનો આ ઝભો તું કયાંથી લાવયો ?" નાજનીન પાણી પીતાં બોલી, "તારી તવારીખ મને કહી સંભળાવ."

આથી માછીએ ઉપર વરણવેલો સઘળો બનાવ તેણીને કહી સંભળાવી કહયું: "હવે આ બાગે બેહસ્ત યા દોજખની પરીચેહેર ! પેલી દુનયામાંના તારા વસ્વાટની મને કહાણી કહે."

"આ ઉલ્લુ ! હું તો તારીજ પેઠે આ દુનયામાં વસું છું. શું તું મને પીછાનતો નથી ?"

"નહીં !"

"ત્યારે સાંભળ ! ખલીફ હારૂન અલ-રશીદના મહેલમાંની હું માનીતી છું. મારૂં નામ કુટ અલ-કુલુબ છે. ખલીફાતણું ઝુબયદા મારી ઘણી અદેખાઇ કરતી હતી: જેથી મારાં ભોજનમાં ભાંગ ભેળી મારી બેશુધીનો લાભ લઇ આ પેટીમાં મને પુરી. તું કહે છે તેમ પછી મને ભર બાઝારમાં વેચી નાખી. લેકીન હાલ તરત કોઇ આગળ એ વીશે બોલતો ના. નહીંતર ઝુબયદાના કાનપર જો એ વાત આવશે તો તારૂં ડોકું ચપ દેતાં કે છટકાઇ જશે. હું જેમ કહું છું તેમ જો કરશે તો હું ખાતરી આપું છું કે તું નેહાલ થશે."

"અલહમ-દુ-લીલાહ ! ત્યારે તું ઇ ફ્રીટ નથી ! વારૂં ! જેના મેહેલમાં હું કેદ થયો અને જેણે મને સો ફટકા મરાવયા, તેજ અલ-રશીદ કે ? "

" હા ! "

" ત્યારે તો એના જેવો કંજુસ મેં કોઇ દહાડે દીઠો નથી. સો ફટકા મરાવયા અને ધમ દેતો કે એક દીનાર કાઢી આપયો અને તે પણ મેં એને માછલી મારતાં થી ખવયો અને ચેલો તથા ભાગયો બનાવયો તેના બદલામાં. એના કરતાં તો સનડલા હજાર ગણો ભલો ! "

"તારી બેવકુફી ભરી પટપટ છોડી દે અને તારા બાકીના દાહાડા જો એશઆરા મમાં ગુજારવા માંગતો હોય તો બે ચાર દ હાડા મારા હુકમ પ્રમાણે ચાલ! "

"બીસ્મીલ્લાહ, નામી ! " એટલું બો લી ભોજનમાંથી થોડું લઇ બાહેર ગયો અ ને ખાઇને બાહેરજ સુતો. કુટ અલ-કુલુબ પ ણ થોડીવારમાં ઉંઘમાં ગીરફતાર થઇ.

સહવાર પડતાંજ તેણીએ હાંક મારી તેને અંદર બોલાવયો અને તેણીએ કલમ દાની, કલમ તથા કાગળ લાવવા કહયું.

" કયાંથી લાવું ?" માછીએ સવાલ કીધો.

" મારા હુકમ મુજબ ચાલવા કબુલ થાય છે ? " તેણીએ સવાલ કીધો.

શરોચશમથી ! રાતના વીચાર કરતાં હું એ ઠરાવપર આવયો છું."

"ત્યારે હું ફરીથી ચેતવણી આપું છું કે તું કોઇ આગળ મારી હઇયાતી વીશે વા તચીત કરતો ના. મહેલમાંથી તુને જે પેલો એક દીનાર અલ-રશીદે અપાવયો તે વટાવી ને લખવાના કાગળ, શાઇ તથા કલમ કોઇ નહી જાણે તેમ લઇ આવ."

" હુકમને તાબે ! "

થોડા વખતમાં તે પાછો ફરયો. કુલુબે એક આઠીસડસડાટ ચીત્રી કાઢી, જયારે માછી તેણીના હાથના લેહેંકા ખુશાલીથી જોતો ઉભો રહયો.

" આ રૂકો લે અને ઝવેરી બાઝારમાં જઇ ઇબન અલ-કીરનસની દુકાન પુછ અ ને તેને ઠાવો સ્વાધીન કર !"

" એ મારી શેઠાણી ? બાઇ ! એ નામ મને યાદ રહેશે નહીં. મને યાદ રહે એવું કાંઇ બીજું નામ શું નથી ? "

" તયારે ઇબન અલ-ઉકાબની દુકાન પુછજે."

" એ શેઠાણી ઉકાબ (સકરો) તે શું?"

" લોક શીકાર માટે હાથપર મેલી જે પક્ષીઓને લઇ ફરતાં ફરે છે તે પક્ષીનું નામ."

" એ પક્ષીને તો હું પીછાણું છું," એટલું બોલી ચીઠી ઠાવી પાઘડીની અંદર મા થાં પર મેલી તે બાહેર નીસરયો અને " ઉ કાબ" નામ બડબડતો જવા લાગયો, કે ર ખેને એ ભુલી જાય. લેકીન રસ્તામાં કેટલાં ક તેનાં ઓળખીતાંઓ મળયાં, જેમની સાથ ની વાતચીત પછી જયારે તે ઝવેરી બાઝાર માં પુગયો કે ' ઉકાબ ' નામ તદન વીસરી ગયો.

" મેહેરબાને મન ! " એક વેપારી આ ગળ જઇ તે બોલયો " પક્ષીના નામવાળો કોઇ અહીં દુકાન માંડી બેઠો છે ?"

" પેલી તેની દુકાન. તમે ઇબન અલ-ઉકાબ વીશે પુછતા હશો ?

"બરાબર ! બરાબર ! મહેરબાની ! ઉકા બ! ઉકાબ !" બડબડતો ઉકાબની દુકાને ગયો અને તેને કુલુબે લખેલો દસ્તાવેજ સલામ કરી સ્વાધીન કીધો. વેપારીએ તેની તરફ તો છડી નજર નાખી. તે એને કોઇ ભીક્ષુક સ મજયો, અને દસતાવેજ એક બાજુ મેલી દઇ એક હજુરયાને કહયું " એને અરધો દીરમ આપ."

" હું કાંઇ ભીખ માગતો નથી: આ રૂકકો વાંચ."

આથી ઇબન અલ-ઉકાબે દસ્તાનેજ વાં ચયો. જેમ જેમ તે વાંચતો ગયો તેમ તેમ તે ઘણો ગંભીર બનતો જણાયો. વાંચી ર હયા પછી તેણે અતી ગંભીરાઇથી ચુમયો અને શીરપર મેલ્યો.

"એ હવે પાગલ બનયો છે શું? કાગળપર આટલો દીવાનો બનયો છે તો પછી એની લખનારીને જો જોય તો શું નું શું કરે?" માછી મનસે વીચારવા લાગયો.

દસ્તાવેજ માથાંપર મેલ્યા પછી ઝવેરી ઉઠયો અને ખલીફા ભણી જોઇ કહયું: "અય બેરાદર! ભલે પધારયા! તમારૂં મકાન કયાં છે?"

"મારાં મકાન સાથે તુંને શું લાગેવળગે?[?]શું તે જાણી મારી લોંડી તું તફડાવવા માગે છે?" માછી શંકાશીળ બનયો.

"અરે, નહી, નહી! તારે તયાં ભોજન મોકલી શકું તેને માટે હું પુછું છું."

"હા, અમે ભુખયાં છીએ. એ બીચારીએ તો રાતના મુદલ ખાધું નથી," ખલીફાએ ઉતર વાળયો. તયાર પછી પોતાના મકાનની ઇંધાણી આપી.

"તું ઘણો નસીબવંતો!" ઉકાબે જણાવયું. તયાર પછી પોતાના બે ગુલામડાઓને બોલાવી કહયું; "આ શખસને મોહસીન સરાફ આગળ લઇ જાવો અને મારાં નામથી જણાવો કે એને એક હજાર સોનાના દીનાર આપે. તયાર પછી બનતી તાકીદે મારી આગળ લઇ આવો."

ગુલામડાઓએ શેઠના હુકમ પ્રમાણે અમલ કીધો.

"હવે એને હમામખાનામાં લઇ જાવો અને નહવાડી સરસ કપડાં પેહેરાવો" અને એ વતરોગે બીજા હુકમો આપી દુકાન બંધ કરી કુલુબના બાકીના હુકમો બજા લાવવા બાહેર પડયો. એ હુકમોમાં બે મુખય હતા, જે એ કે: તરત એક મકાન સુંદર રીતે આરાસ્તા કરવું અને ગુલામડીઓ સાથે કુલુબને ગુપચુપ તાં લઇ જવી અને પછી કલીફ હારૂન અલ-રશીદને કુલુબનો હઇયાતીની ખાનગી બાતમી આપવી. એ બે કામો ઝવેરી ઉકાબને ઉમંગથી બજાવતો છોડી દઇ આપણે ખલીફા માછી તરફ નજર દોડાવયે.

---

## પ્રકરણ ૮ મું.

---

### ખચ્ચર ઉપર સવારી.

ઉકાબના હુકમથી તેના ગુલામડાઓ ખલીફાને એક સુંદર જાહેર હમામખાનામાં લઇ ગયા અને તાંના માણસોને સ્વાધીન કીધો કે, ચંપી કરી નહવાડી બાહેર લાવે.

ખલીફાને મનસે હમામખાનું એક બંધીખાનું હતું; તેથી તે પોકારી ઉઠયો: "ઓ પોહરેગીરો! મેં શો વાંક કીધો છે કે તમો મને આજાબ દેઓ છો?"

આ સાંભળી ચંપી કરનારાઓ હસવા લાગયા અને વધારે ઉમંગથી તેની ખુબ ચંપી કરવા મંડયા.

"અરે ઓ ભાઇઓ! હું કાંઇ તમારી સાથે બાથોબાથ લડવા આવયો નથી! હું કાંઇ કુસ્તીબાજ નથી!" માછી બુમ મારવા લાગયો "મને છોડી દેઓ!"

પણ ચંપી કરનારા તો વધુ સુરપર ચઢયા, જે જોઇ એક અછાડ મારી ખલીફા ઉઠયો અને ચંપી કરનાર એકને જમીનપર પાડી નાખી ધમોધમ મારવા મંડી ગયો, જે જોઇ આખું હમામખાનું ગાજી રહયું, અને બીજા ચંપીવાળાઓએ પોતાના ધંધાદારીની મદદે તરતજ દોડી આવી માછીને સારી પેઠે કુંદી પાક જમાડયો. તાર પછીજ તેમને માલમ પડયું કે ખલીફા થોડો ઘણો લાગવગયો હતો. આ સાંભળી તેઓએ તેની માફ માગી અને ખલીફા કેવો એક મોટો ઉમરાવ હોય તેમ તાજીમતવાજાથી તેની સાથે વરતવા લાગયા. આ જોઈ ખલીફો ફુલણજી બની ગયો અને અતી ગંભીરાઇથી ભપકાદાર પોશાક પહેરાવા દીધો. હમામખાનાના બારણા બાહેર નીકળતાંજ એક સફેદ ખચ્ચર તેને માટે તઇયાર ઉભેલું જણાયું.

"ઝનાબે આલી!" ઉકાબના ગુલામડાઓએ માછીને જણાવયું "ખચ્ચરે ચઢો!"

"માશલ્લાહ! હું હંમેશ કહેતો આવયો છું કે ભપકાદાર પોશાકવાળાંઓ ગધેડાંને લાયક છે! બંનેમાં કશો ફરક હું જોતો નથી. શું તમો મારી મશકેરી કરો છો?"

"ઝનાબે આલી! એ તમો શું બોલો છો? આ કાંઇ ગધેડું નથી, લેકીન ખચર છે."

"હા, બરાબર! લેકીન મને એ પર સવાર થતાં આવડતું નથી, તેનું કેમ?"

"બીસ્મીલ્લાહ! હીમત રાખી ઉપર બેસી જાવો!"

"અલ્લાહ કસમ ! મને લાગે છે કે એ જરૂર અછાડ મારી મને પાડી નાખશે." માછીએ ઉતર વાલ્યો.

"ઝનાબે આલી ! ડરો ના ! અલ્લાહનું નામ ઝબાંપર રાખી ખચરે ચઢો !"

"બીસ્મીલ્લાહ ! બીસ્મીલ્લાહ!" બોલતો ભપકાદાર પોશાક પેહેરેલો માછી ખચરની પુછડી તરફ મ્હોં કરી પોશાકને લાયકનાજ જાનવરપર સ્વાર થયો કે તેજ વેળા જાનવરે અછાડી ઝાહડી કે ખલીફાએ ભોંય માપી. દરેક જણ આથી ધુમ હસવા લાગયાં. લેકીન ભપકાદાર પોશાકવાળો માછી તરતજ ઉઠયો અને ગંભીરાઇથી બોલયો "મેં તમોને નહી કહયું હતું કે આવાં જાનવર પર મને બેસ્તાં આવડતું નથી? જાનવર કીમતી છે અને તે હમેશના ભપકાદાર પોશાક પેહેરતાં આવેલાંઓને દરોબસ્ત છે," એટલું બોલી તે પોતાના મકાન તરફ જવા નીકળયો, જ્યાં જઇ પુગતાં આડોશી પાડોશીઓ હલમલી રહેલાં તેને જણાયાં. માછીને જોતાંજ તેને કાને તરેહવાર વાકયો પડયાં ! 'બચા ખલીફા ! તારી કમબખતી:' 'બીચારી કમનસીબ એ અબળાને છાકટ હાલતમાં રસતામાં પડેલી જોઇ હશે તે ઉલ્લુ જેવો ઉપાડી લઇ આવયો,' 'ખલીફાના દહાડા હવે ભરાઇ ચુકયા,' વગેરે.

"ઓ ખલીફા ! તેં શું ઘોંટાળો કીધો છે તે તું જાણે છે?"

"અલ્લાહ કસમ ! નહી !"

"થોડોજ વખત અગાડી બાદશાહી ગુલામડાંઓ આવીને તું જે ઓરતને ચોરી લાવયો હતો તેને લઇ ગયાં, અને તારે માટે ખુબ શોધખોળ ચલાવી, લેકીન તારો પતો મળયો નહી."

"મારી ઓરડીમાં એ ઓરત હતી તે એ લોકે કેમ જાણયું ?" ખલીફાએ સવાલ કીધો.

"બચા ! જો એ વેળા તું એમના હાથમાં સપડાયો હતે તો તારા ટુકડે ટુકડા થઇ જતે." એક જણે વીચાર જણાવયો. પણ એનો ઉતર વાળવાને બદલે ખલીફા એકદમ દોડતો ઇબન અબ-ઉકાબ ઝવેરીની દુકાને દોડયો, રસ્તામાં તે તેને સામોજ અસ્વાર થઇ આવતો મળયો, જે જોઇ ખલીફા પોકારી ઉઠયો: "અલાહ કસમ ! મને ખોટે રસ્તે દોરવી તારાં માણસો પાસે મારી છોડીને ઉપાડી લઇ જવા તુંને મુદલ હક નહીં હતો !"

"અરે ઓ ઉલ્લુ ! તારી જબાંની લગામ ખેંચ અને મારી સાથે ગુપચુપ ચાલ."

આથી બંને જણા ચાલવા લાગયા. ઝવેરી તેને સુંદર રીતે આરાસ્તા કીધેલાં એક મકાનમાં લઇ ગયો તો ત્યાં માહતાબ મીસાલ ચેહેરાની દશ લોંડીઓની વચે સોનાના એક પલંગપર કુટ અલ-કુલુબ બેઠેલી હતી તેણીપર નજર પડતાંજ ઉકાબ ઝવેરીએ વાંકો વળી સલામ કીધી, જેનો ઉતર વાળીને તે નાજનીન બોલી:

"મારા નવા માલીક કે જેણે પોતાની તમામ પુંજી ખરચી મને ખરીદી, તેનું શું કીધું?"

"ઓ મારી શેઠાણી ! પાસેના ઓરડામાં તે ઉભો છે. મેં તેને એક હજાર સોનાના દીનાર આપયા." અને તયાર પછી સઘળો બનાવ વરણવયો જે સાંભળી કુલુબ હસી.

"એને ઠપકો ના દે ! બીચારો ગરીબ છે. આ બીજા એક હજાર દીનારની થેલી મારી તરફથી એને આપ અને અલ્લાહનું જો ચાહયું હશે તો નામવર કલીફની હમેશની મેહેરબાનીથી એનું નશીબ ઉઘડી જશે. એને હવે અહીં બોલાવી લાવ."

ઝવેરી આથી ખલીફાને ઓરડામાં લઇ આવયો તો ઓરડામાંનો ભપકો તથા પેલી અગીયાર નાજનીનો જોઇ ખલીફા માછીના હોંશકોશ ઉડી ગયાં. બે ત્રણ પળ સુધી તેણે અજાયબીથી આસપાસ જોયાજ કીધું, પછી સોનાની બેઠક આગળ જઇ કુલુબને કહયું: "અલ્લાહ તુંને જયાદા સુખ બક્ષે !"

કુલુબ તરતજ ઉઠી અને તેનો હાથ પકડી એક ઉંચા દીવાન આગળ લઇ જઇ તેની સાથે બેઠી. ત્યાર પછી શરબતનો શીશો તથા પયાલાં મંગાવી પોતાને હાથે શરબત ખલીફા માછીને પીવા આપયો. ખલીફા તે પી ગયો અને તેને એટલો સવાદ લાગયો કે પછી પયાલું જીભથી ચાટવા લાગયો.

"ઠીક નહી !"—તેણીએ કહયું.

"ઓ ચંચળ ! ચુપ રહે ! સરસ ફક્કડ મધનું શરબત છે !" ખલીફાએ ઉતર વાળયો; જે સાંભળી સરવ નાજનીનો હસવા લાગી. ત્યાર પછી તેની આગળ સવાદીષ્ટ પકવાનોના ખુમચાઓ મેલયા, જેમાંથી પેટ પુરતું ખલીફા માછીએ ખાધું.

ખાણું ખાધા પછી કુલુબે તેને ઘણી શીખામણ દીધી અને તેની કબુલાતની યાદ આપી દરબારી તાજીમ તવાજો શીખવી, જે અજબ રીતે ટુંક વખતમાં ખલીફા માછી શીખી ગયો,

"હવે હાથ મોંહ ધોઇ આ પોશાક પેહેરી અહીં આવ." કુલુબે જણાવયું.

પોશાક જોકે સાદો તોપણ ઘણો કીમતી અને માછીના ચેહેરાને તદન બંધબેસતો હોવાથી તે હવે ઘણો દીપવા લાગયો. કુલુબે પાછી તેને દરબારી તાજીમ તવાજો શીખવી અને જણાવયું: "કલીફના મેહેલમાં જા અને તેને કહે કે 'ઇમાનીઓના એ બુલંદી સરતાજ! આજે મારો મહેમાન બને એવી તારો કમીનો બંદો આશા રાખે છે.' પછી ખુબ હુશીઆરીથી જવાબ વાળજે અને ભાંગને મુદલ અડકતો ના. ખુબ અક્કલ હુશીઆરીથી કામ કરજે."

કબુલાત આપી ખપીફા માછી ત્યાંથી નીકળયો, જેની આગળ પાછળ કુલુબના પીલી ગોરી ચામડીનાં ગુલામડાંઓ ચાલવા લાગયાં. આ પીળાં ગોરાં ગુલામડાંઓના સરઘર સાથે આખરે તે અલ–રશીદના મેહેલમાં જઇ ચઢયો તો ત્યાંના હજુરયાઓ તેને ઓળખી બોલયા: "મોરના પીછામાં કાગડો."

"અને ઉમરાવી પોશાકમાં ગધેડીઓ!" તેણે હસી ટાહુકો પુરયો, તેટલાં સનડલની નજર તેનીપર પડી કે જેણે સો દીનારની થેલી ખલીફા માછીને આપી હતી, અને જેને લીધે તેનું નશીબ હવે ઉઘડવું શરૂ થયું હતું. સનડલ તરતજ અલ–રશીદ આગળ ગયો અને કુરનસ બજાવી બોલયો: "જહાંપના! ખલીફા માછી હવે શાહ બનયો છે અને તેના આંગ પરનો પોશાક હજારેકનો હશે."

આથી એ નામવરે પોતાની હજુર ખલીફાને લઇ આવવા હુકમ ફરમાવયો.

• ઓરડામાં દાખલ થતાંને વાર કુલુબે ભણાવેલા પાઠ મુજબ ખલીફાએ વાંકો વળી કુરનસ બજાવી અને કહયું: "ઇમાનીઓના અય સરતાજ! અલાહ અકબર તારી ઉમર તથા સુખ જયાદા કરે અને તારૂં તાજ અમ્મર તપે!"

આ સાંભળી કલીફ અજાયબીથી તેની તરફ જોવા લાગયો. એક દીવસમાં નશીબ કેવી રીતે ફેરવાય છે તે તે જાણી શકયો નહી. બાર પછી ખલીફા માછી ભણી જોઇ બોલયો: "એ ખલીફા! આ તારાં દીલપર જે પોશાક છે તે તું કયાંથી લાવયો?"

"તમો નામવરના પગના પુનથી મારાં મકાનમાંથી!"

"ત્યારે તારૂં મકાન પણ છે?"

"તારા રાજમાં સરવનો દહાડો ફરી જાય છે તો મારા જેવો શા બીસાદમાં? જો તમો આજે મારાં મકાનમાં મારા મેહમાન દાખલ આવશો તો હમેશનો તમારો ઉપકારી થઇશ."

"એ ખલીફા! શું હું એકલોજ?"

"તમારે ગમે તેને તમારી સાથે લઇ પધારો!"

"ત્યારે તો આજે અમે તારી મેજબાની ચાખીશું." વડા વજીર જાફરે જણાવયું. આ સાંભળી ખલીફાએ જમીનને ચુંબન કીધું અને પાછળ હઠતો હઠતો ઓરડા બાહેર ગયો અને પછી પાછો પોતાની સાથવાળા ગોરી ચામડીના ગુલામડાંઓ સાથે કુલુબવાળાં મકાનમાં ગયો.

---

## પ્રકરણ ૯ મું.

---

### માનીતી પરણેતરને મળેલી માફી.

ઓરડામાંથી માછીના ગયા પછી અલ–રશીદે પોતાના વડા વજીરને કહયુ: "જાફર! ગોરાં ગુલામડાંઓ સાથે તેં ખલીફાની સ્વારી જોઇ કે? કાલે તો હું એને ઉલ્લુ તથા ઠોલયો ધારતો હતો."

"કુદરતની કરામત ઓરજ છે!" જાફરે ઉતર વાળયો.

"આપણે થોડીવાર રહી એને ત્યાં જઇશું."

"જનાબની ખીદમતમાં."

જયારે અલ–રશીદની સ્વારી પેલાં મકાન આગળ આવતી જણાઇ કે ખલીફાએ ઝડપથી એક પછી એક રેશમી તાકાઓ ઉખેડી જમીન પર પંથરાવી દીધા કે અલ–રશીદના પગો ખરડાય નહી. આ કીમતી કપડાંઓપરથી ચાલી અલ–રશીદ મકાનમાં દાખલ થતાં બોલયો: "માશાલ્લાહ જાફર! હું અજબ થાવું છું કે આ મકાન કોણનું હશે?"

"શાહ ઝવેરી ઇબન અલ–ઉકાબનું એ મકાન છે."

"ભલે પધારયા! ખલીફાએ નમી સવાલ કીધા પછી તે તેમને અતી સુંદર રીતે

આરાસ્તા કીધેલાં એક દીવાનખાનામાં લઇ ગયો. જયાં હાથીદાંતનો અને સોનાના વરખથી આરાસ્તા કીધેલો એક કોચ પીળી ગોરી ચામડીના ગુલામડાંઓ વચ્ચે દીપતો હતો. આ કોચપર અલ–રશીદ જઇ બેઠો અને હર કીસમના ઝવેરાતોથી મઢેલી ગુલામડીઓ તેમની હજુર શરબતના પયાલાંઓ લઇ જઇ નમન કરી ઉભી. આખું દીવાનખાનું સુગંધી પદારથોથી ખુશબોદાર બની રહેલું હતું. અલ–રશીદ આ દેખાવ જોઇ ઘણો ખુશ થયો, ત્યાર પછી ખલીફાએ પોતાને હાથે શરબતનું પયાલું અલ–રશીદ હજુર ધરયું, જે તે નામવરે હસીને સ્વીકારયું.

"અલાહ તરફની નયામત" ખલીફા સ્વાદદાર પકવાનોનો ખુમચો અલ–રશીદની હજુર મેલી બોલયો. સરવ જણાએ પકવાનોને સારો જેવો ઇનસાફ આપયા પછી અલ–રશીદનો હુકમ મેળવી નાચ તથા ગાયન શરૂ કરવામાં આવયું કે તે નામવરે જાફરને કહયું: "ખરેખર ! આ મકાન જાણે ખલીફાનું પોતીકું હોય તેમ લાગે છે. એ અહીં સાહેબી ભોગવે છે, પણ મને અજબ એ લાગે છે કે આટલી બધી જાહોજલાલી એ કેમ મેળવી શકયો અને એક દીવસમાં એનામાં એટલી બધી અક્કલ કેમ વધી ગઇ. લેકીન અલાહનો ચમતકાર ઓરજ છે."

થોડીવાર ગોરી ચામડીની નાચનારીઓએ ગાયનો લલકારયા પછી અલ–રશીદ હજુર કુરનસ બજાવી ખલીફા આવયો અને બોલયો: "જો આપ જહાંપના હુકમ આપો તો આ સઘળી ગુલામડી ગાનારીઓને એક કોરે બેસાડે અને માહતાબને પણ ટક્કર મારે એવી એક ગાનારીને બોલાઉં."

"બોલાવો !" અલ–રશીદે પરવાનગી આપી. આથી ખલીફા પાસેના ઓરડામાં ગયો, અને સહેજવારમાં બુરખાથી મોંહ છુપાવી હાથમાં તંબુરો પકડી તથા ગાનારીના પોશાકમાં સજ થઇ કુટ અલ–કુલુબ દાખલ થઇ અને અલ–રશીદને કુરનસ બજાવી, તંબુરાના તાર ફડફડાવી એક ગાયન એવાં તો શુરથી ઠણઠણાવયું કે દરેક જણ હેરત થયું.

"અલાહો અલાહ ! શું મુએલાંઓ જીવતાં પણ થઇ શકે ? અલ–રશીદ પોકારી ઉઠયો "હું જાગું છું કે ઉંઘાયલો છું, શું હું ખવાબ તો નથી જોતો ?"

આ સાંભળી કુલુબ નામવરની નજદીક ગઇ અને બોલી: "આપ જહાંપના ખરેખર સાંભળો છો. કુલુબ કાંઇ મરી ગઇ નથી, લેકીન આ જુઓ." એટલું બોલી બુરખો ઉંચકી તેણીએ પોતાનો રોખસાર ચેહેરો કલીફને દેખાડી ઘુંઘટ પાછો મહોંપર ઝડપમાં નાખી દીધો. ત્યાર પછી તેણીએ સરવ હેવાલ ટુંકમાં તે નામવરને કહી સંભળાવયો. તેણીને જીવતી જોઇ કલીફ ઘણો ખુશ થયો, અને તેણીનો હાથ પકડી તેણીને પાછો પોતાના મેહેલમાં લઇ જવાના એરાદાથી ઉઠયો. આ જોઇ કુલુબ બોલી: "યા અલાહ ! અય નામવર ! આપણી ખુશાલીમાં તું એક જણને તદન વીસરી જાય છે." એટલું બોલી તેણીએ ખલીફા, માછી તરફ પોતાની ચશમ ફેંકી.

"ખરેખર ! ઓ ખલીફા !" અલ–રશીદ બોલયો "તારી શી હાજત છે તે અમને જણાવ; લેકીન તું આટલા ટુંક વખતમાં તવંગર કેમ બનયો એ જાણવા હું ઘણો આતુર છું."

"આપ જેહાંપનાના રાજમાં ગરીબ એક પળમાં તવંગર બની જાય છે. સાંભળો મારી વાત !" પછી નદી કીનારે અલ–રશીદ સાથે ભાગલાગનું જે સાટું કીધુ હતું ત્યારથી સરવ હેવાલ કહી સંભળાવયો. આ સાંભળી સઘળાંઓ હેરત થયાં; જેમ જેમ ખલીફા ચાળા કરી પોતાની મુશીબત વરણવતો જતો હતો તેમ તેમ સરવ હસતાં જતાં; જયારે એક દીનારના સો ફટકા ખાવાની તેણે બીના જણાવી ત્યારે તો અલ–રશીદના હસ્વાનું પુછવુંજ પડે નહી. આખરે તે નામવરે કહયું: "ગુમાઇ ગયલાંઓને પાછાં મેળાવી આપનાર અય ખલીફા ! બોલ, તુંને શું જોઇયે છે ?"

પણ માછી ચુપ રહયો: આથી અલ–રશીદે પચાસ હજાર દીનાર ખજાના ખાતેથી માછીને ચુકાવી આપવા માટે જાફરને હુકમ કીધો, એટલુંજ નહીં પણ બાદશાહી પોશાક, સફેદ ખચરણી અને પીળી ગોરી ચામડીનાં ગુલામડાંઓ ભેટ આપયાં કે એક દીવસમાં આગલા દીનનો માછી ઉમરાવ બની ગયો.

અલ–રશીદને પોતાની માનીતી મળી. તેથી ઘણો ખુશી થયો હતો, લેકીન ઝુબયદાએ અંટસને મારી જે કાવતરૂં રચયું તેથી તે તેણીપર ઘણો છેડાયો અને લાંબી મુદત તુલીક જાણે પોતાની એ પરણેતર આ દુનયા

માં હઇયાત હોયજ નહીં તેવી રીતે વરતયો. જમાનાની ખાધેલ એ ખુબસુરત તરકટબાજ ઓરતે જયારે જોયું કે પોતાના બોહોળા લાગ વગયા ખુબસુરતીથી ખલીફ હારૂન અલ–રશી દ ઉપર છુટા પડયાથી મુદલ અસર થઇ નહી હતી, અને તેણીને તેણે તદન તુછકારી કહાડી હતી, ત્યારે એ તરકટબાજ અબળાએ નમી જવા ડહાપણભરયું ધારયું અને પોતાના તર કટ માટે ઇસારો કરી પશ્ચાતાપ દેખાડી આ જીજી કરી તેની ક્ષમા માંગી અને ફરીથી એ વું તરકટ નહી કરે તેની કબુલાત આપી. મુતસદીઓ લખી ગયા છે કે આવું ડહાપણ દેખાડવા માટે વડા વજીર જાફરની મજબુત સલાહ હતી: જેનું પરીણામ એ આવયું કે, અલ–રશીદે પોતાની એ માનીતી પરણેતરને માફ કીધી અને રફતે રફતે તેની સાથે આગલ મુજબ વરતવા લાગયો.

કુલુબના લાગવગથી ખલીફા માછીને અલ–રશીદે દર માસે પચાસ દીનારનો મુ સારો બાંધી આપયો જેની બરકતથી ખલી ફા જીંદગી તુલીક એશઆરામમાં રહેવા લા ગયો. પણ એક બનાવ વરણવવો જોઇએ. અલ–રશીદના હુકમ પ્રમાણે જયારે કલીફા પચાસ હજાર સોનાના દીનાર ખજાના ખા તેથી લઇ મકાન બાહેર નીકળતો હતો ત્યારે તેને સામો સનડલ મળયો, જે બોલયો: "કે મ, માછી? આ બધું કેમ?" આથી કલીફા એ તેને સઘળી હકીકતથી જાણીતો કીધો, જે સાંભળી સનડલ ઘણો ખુશ થયો અને પુછયું, "વારૂ? શું તું મને એમાં ભાગ નહીં આપે?"

"તારા સો દીનારની બક્ષેશથી સારા સગનની શરૂઆત થઇ છે." કલીફાએ હજાર દીનારની એક થેલી તરતજ ઉપાડી કહયું "માટે આ કબુલ કર."

"તારી દોલત તારી પાસેજ રહેવા દે: અલ્લાહ તુંને જયાદા બક્ષે એટલીજ મારી દુઆ છે!" સનડલે થેલી નહી સ્વીકારી જણાવયું.

ખલીફા માછી તો સનડલનો આવો ઉદાર ખવાસ જોઇ દંગજ થઇ ગયો અને અલ્લાહની આફ્રીન ગાવા લાગયો.

અલ–રશીદના કહેવાથી અવારનવાર કલીફા માછી તે નામવરની સાથે એક સુફ રા ઉપર જમવાને જતો; જેથી દહાડે દહાડે તેનો લાગવગ વધતો ચાલયો. તે આખરે એક ઉમરાવની બેટી સાથે પરણયો અને જે મ સરવનો નાશ થાય છે તેમ તેનો થયો ત્યાં તુલીક ખુશીખુશાલીમાં બાળ ગોપાળ સાથે રહયો, જ્યારે બારે હકતાલાને તેણે પો તાની જીંદગી પાછી સ્વાધીન કીધી ત્યારે તે સારી જેવી દોલત તથા ઇજત પોતા પાછળ મેલી ગયલો જણાયો. અલ–રશીદના તથા જાફરના બાકીના દહાડા વીશે જાણવું હોય તો "કલીફ હારૂન અલ–રશીદ" પુસ્તક વાંચ વું. "સુલતાની વારતા સંગ્રહ" પણ સારો ખોરાક આપશે.

---

સમાપ્ત.

---

